# પ્રભુની નીલ જ્વાલાને આવાહન

[ શ્રી કૃષ્ણ ]

## નિર્વિકારિતાનું સ્વરૂપ

હે પ્રિય પ્રેમસ્વરૂપ પરમાત્માન્! પુરૂષ અને પ્રકૃતિના પરમ પવિત્ર આનંદમય સંબંધસ્વરૂપ! જેના જ્ઞાનથી મનુષ્ય અમર થાય એવા તારા જીવન-સંગીતના રહસ્યને પ્રકાશિત કરવા મને પ્રેર.

ઈલીઝાબેથ શા.

श्री गणेशाय नमः

# શ્રી કૃષ્ણ અને ભગવદ્ ગીતા

[ એક નિબંધ ]

મૂળ ગ્રંથ કર્તા :

ઇલીઝાબેથ શાર્પ

અનુવાદકો

ઇલીઝાબેથ શાર્પ અને છોટાલાલ હરજીવન



નામદાર મહારાણા ઠાકોર સાહેબ

શ્રી સર દૌલતસિંહજી સાહેબ બહાદુર

કે. સી. આઇ. ઇ.

રાજસ્થાન લીંબડી. ( કાઠિયાવાડ )

Saurashtra Mudranalaya—Ranpur

# અર્પણપત્રિકા

નામદાર મહારાણાશ્રી સર દૌલતસિંહજી

કે. સી. આઇ. ઇ.

લીંબડીના ઠાકોર સાહેબ બહાદુર,

ઉદાત્ત નૃપતિ, પ્રજા-પ્રિય રાજ્યકર્તા, સહૃદય મિત્ર,
અને શ્રી કૃષ્ણ પરમાત્માના પરમ ભક્તના
શ્રી ચરણમાં

આ લઘુ ગ્રંથ સપ્રેમ અર્પણ કરૂં છું.

# આધાર-ગ્રંથ

મદ્રાસના શ્રી. એ. મહાદેવ શાસ્ત્રીના શ્રી. શંકરાચાર્યના ભાષ્ય સાથેના શ્રીમદ્ ભગવદ્ ગીતાના અત્યંત સુંદર ભાષાન્તરનો આધાર-ગ્રંથ તરીકે આ નિબંધમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

# ભુમિકા

ગીતાનું રહસ્ય સમજાવતાં પહેલાં અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિ-બિંદુઓનું એકીકરણ કરતાં પહેલાં, શ્રી કૃષ્ણ પ્રભુનું ઇશ્વરત્વ સ્થાપિત કરવા માટે થોડા શબ્દો આવશ્યક છે.

દરેક યુગમાં, દરેક કાળે, શ્રી કૃષ્ણ પ્રભુ પોતે કહે છે તેમ (અધ્યાય ૪ શ્લોક ૭) એક સમય એવો આવે જ છે કે જ્યારે અધ્યાત્મવાદ કરતાં જડવાદ બળવાન બને છે. તે વખતે સાધુતાના રક્ષણ માટે સ્વયં ભગવાન મનુષ્ય રૂપ ધારણ કરે છે, અને માયામુગ્ધ અંતઃકરણોને આત્મા પ્રતિ વાળે છે.

આ પ્રમાણે એકજ વાર બન્યું છે એમ નથી. [અ. ૪, શ્લોક ૫] પરંતુ દરેક યુગમાં એ પ્રમાણે બને છે. જ્યાં સુધી માયા કે જે ઇશ્વરથી સ્વતંત્ર રહીને પ્રવર્તતી નથી, પરંતુ જેનામાં આસક્ત જીવોને ભમાવવાની શક્તિ છે, તે નિર્મૂળ થઈને તેની જગ્યાએ પવિત્ર આત્મ-સ્વરૂપ પ્રતિષ્ઠિત થાય ત્યાંસુધી પ્રભુ અવતાર ધારણ કરે છે.

જે જીવાત્માઓની અહંતાના કારણે, માયાનું આવરણ રચાયેલું હોય છે, તેમને શ્રી કૃષ્ણ પ્રભુ આત્મ-સ્વરૂપનું દિવ્ય જ્ઞાન આપે છે, જે જ્ઞાન બધાં બંધનોનો નાશ કરે છે.

શ્રી કૃષ્ણ પ્રભુની વિરૂદ્ધમાં કેટલાકો તરફથી એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેમનું શિક્ષણ પૂર્વાપરવિરોધી છે. આમ કહેનારાઓ ભૂલી જાય છે કે તેમણે બે માર્ગોનું પ્રતિપાદન કરેલ છે : [અ. ૩ શ્લોક ૩] (૧) કર્મ-યોગ કે જે અપૂર્ણ કર્મો પૂર્ણ થયા પછી ઉચ્ચતર માર્ગ તરફ દોરે છે, અને (૨) સંન્યાસ-યોગ. તેમ છતાં પ્રભુએ એમ દર્શાવ્યું છે કે યથાર્થ રીતે બજાવેલાં કર્મો એ સંન્યાસ જ છે.

ॐ

# શ્રીકૃષ્ણ અને ભગવદ્‌ગીતા

## અધ્યાય ૧ લો

§

અર્જુનના વિષાદમાં આપણે માનવ-જીવનની ગંભીર નિરાશાનું દર્શન કરીએ છીએ. ચોતરફ અંધકાર છવાએલો ભાસે છે, અને કોઇ પ્રકારની માનુષી મદદ નજીક હોતી નથી, તે વખતે પ્રભુની સહાય, મંદ મંદ હાસ્ય કરતી આવી પહોંચે છે. કેમકે પ્રભુ જાણે છે કે આવી અવસ્થામાં, ખેડાએલી ભગ્ન જમીન વરસાદનું પવિત્ર જળ જેમ સહેલાઇથી ચૂસી લે છે, તેમ માણસનું કુટિલ અંતઃકરણ ઈશ્વરી આશ્વાસનના મધુર શબ્દોનું સહેલાઈથી પાન કરી શકે છે.

## અધ્યાય ૨ જો

૬

સર્વજ્ઞ પ્રભુએ અર્જુનને તેના દુઃખનું કારણ પૂછ્યું; કેમકે માણસ જ્યાંસુધી પોતાની નિર્બળતાને સ્પષ્ટપણે જાણે નહીં ત્યાં સુધી તે શક્તિ મેળવી શકે નહીં.

અર્જુનની દલીલ વ્યાજબી છે: "ઓ મારા પ્રભુ! હું જેને ચાહું છું તેને કષ્ટ નહીં આપી શકું." માત્ર પ્રભુ જ એ કામને વ્યાજબી ઠરાવી શકે. વિષમ કષ્ટના સમયે, આદર્શ શિષ્ય આદર્શ ગુરૂના ચરણે ઉભો રહે છે અને જાણી શકે છે કે સર્વ કાંઈ પ્રભુની મનઃસૃષ્ટિમાં પ્રથમથીજ નિર્માણ થઈ ચુકેલું છે; અને પ્રિય કે અપ્રિય જે કાંઈ કર્તવ્ય પ્રભુ મનુષ્યને શિરે નાખે તે બજાવી લેવામાં જ મનુષ્યનું શ્રેય સમાએલું છે. (અ. ૩ : શ્લો. ૩૫)

મનુષ્ય દ્વારા ઈશ્વરની જ ઈચ્છા કામ કરે છે, અને આ સત્યનો જો મનુષ્યને અનુભવ થાય તો તેનાં બધાં દુઃખોનો નાશ થાય છે.

મનુષ્યમાં ડહાપણુ અને મૂર્ખતા સૂક્ષ્મ ભાવે સંકળાએલાં છે. મૂર્ખતા એ માન્યતામાં રહેલી છે કે આ જગતમાં કાંઇ પણુ શુભ કાર્યનો નાશ થાય છે. સદેહે કે વિદેહે સાધુ પુરૂષો અમર જ છે.

જે કાંઇ દૃશ્ય છે તે નિરંતર અસ્તિત્વમાન જ છે, અને નિરંતર રહેશે; કારણકે તે પરમાત્મામાંથી ઉત્પન્ન થએલ છે.

(૩)

આ અલ્પ જીવનમાં પણ શરીરી આત્મા જુદી જુદી ભૂમિકાઓમાં થઈને પસાર થાય છે: બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં, યુવાવસ્થામાંથી વૃદ્ધાવસ્થામાં, અને છેવટે નાશ પામે છે. સમજુ પુરૂષો આ ફેરફારથી ખેદ કરતા નથી.

(૪)

આત્માને કોઈ કાળે દુઃખ નથી. માત્ર ઇન્દ્રિયોના સંબંધથીજ તેને ક્ષોભ થાય છે. કસોટી કે વિપત્તિ સ્થાયી નથી, એમ જાણીને ધીરજથી સહન કરવામાંજ સુખ રહેલું છે.

સુખ અને દુઃખ જે હંમેશાં સુખ અને દુઃખ રૂપેજ રહે છે, તેમજ તાપ અને શીત, જે કોઇ વાર સુખ રૂપ અને

કોઈ વાર દુઃખ રૂપ હોય છે તે સર્વ ચંચળ છે અને ઇન્દ્રિયોને આશ્રયીને રહેલા છે.

(૧૬)

જે અસત્ છે તે સ્થાયી રહેતું નથી, અને જે સત્ છે તે નિરંતર કાયમ રહે છે. ઇન્દ્રિયો નાશ પામે છે ત્યારે ઇન્દ્રિયોના વિષયો પણ નાશ પામે છે. અંધને પ્રકાશ એ અસતજ છે, અને બધિરને શ્રવણ એ અસત્ છે. પરંતુ જે આત્માનુભવથી માણસ પોતાનું અસ્તિત્વ અનુભવે છે તેનો કદિ નાશ નથી. તે સત્ છે.

(૧૭)

તે અક્ષય છે. આખા વિશ્વમાં તે વ્યાપક છે. તેનો કોઈ દહાડો અંત નથી.

(૧૮)

આત્માની ઇન્દ્રિયોને અ[illegible]ાય છે. અસત્ય ભાવનાઓને લઈને જ માણસ પોતાનું [illegible]ચું કર્તવ્ય કરતાં અટકે છે.

(૧૯)

આત્મા કોઈને મારી શકતો નથી, તેમજ મરી પણ શકતો નથી.

(૨૦)

જન્મ, સ્થિતિ, વૃદ્ધિ, પરિવર્ધન, ક્ષય અને વિનાશ આ છ ભાવોથી આત્મા મુક્ત છે. શરીરના ફેરફારોથી આત્માને અસર થતી નથી.

(૨૧)

આત્મા એક જ સત્ય વસ્તુ છે. તેનો કોઇ કાળે વિનાશ થતો નથી.

(૨૨)

જેવી રીતે માણુસ પોતાનાં જુનાં વસ્ત્રોનો ત્યાગ કરે છે તેવી રીતે આત્મા માત્ર તેના શરીરનો ત્યાગ કરે છે અને નવું શરીર ધારણુ કરે છે.

(૨૩–૨૪)

શસ્ત્રો અમર આત્માને છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, અગર પવન સુકવી શકતો નથી. તે અનંત કાળ–વ્યાપી અને સર્વદેશ–વ્યાપી છે.

(૨૫)

જે ઇન્દ્રિયોને દૃશ્ય નથી તેને માટે ખેદ કરવો એ મૂર્ખતા છે. વિશુદ્ધ અંતઃકરણુ જ પરમાત્માનું દર્શન કરી શકે છે. (બ્ર. ઉ. ૪–૧૯)

શ્રીકૃષ્ણ પ્રભુ આત્માને (અર્જુનને) ઉચ્ચ તત્ત્વજ્ઞાન વડે જાગ્રત કરવા પ્રયત્ન કરે છે. પરંતુ એ દલીલો અર્જુન સમજી શકયો નથી એમ પ્રભુએ જ્યારે જોયું ત્યારે શ્રીકૃષ્ણ પ્રભુ દરેક યુગના આદર્શ શિક્ષક હોવાથી પોતે સ્હેજ નીચી ભૂમિકા ઉપર આવીને, અર્જુનને તેનો ખેદ-ત્યાગ કરાવીને, એનું કર્તવ્ય હાથમાં લેવરાવે છે.

(૨૬)

કદાચ આત્મા જન્મતો હોય અને મૃત્યુ પામતો હોય તો પણ ખેદ કરવો તે તત્ત્વજ્ઞાન સાથે અસંગત છે.

(૨૭)

કુદરતમાં આપણે ચોતરફ જન્મ અને મૃત્યુની પરંપરા જોઇએ છીએ. જે કાંઇ જન્મે છે તેનો નાશ છે જ. અને જે મરે છે તે અવશ્ય ફરીને જન્મ લે છે. જે અનિવાર્ય છે તેનો શોક કરવો વૃથા છે.

(૨૮)

આપણે આદિ કે અંત જોઈ શકતા નથી. માત્ર મધ્યજ જોઇ શકીએ છીએ. શોક નિષ્ફળ છે, કેમકે જે અદૃષ્ટમાંથી આવેલું છે તે અદૃષ્ટમાંજ પાછું ફરે છે.

(૨૯)

આત્મા એક અદ્ભુત વસ્તુ છે એમ સહુ કહે છે.

(૩૦)

છતાં તે દરેક પ્રાણીના અંતરમાં છે અને તેનો નાશ થઇ શકતો નથી.

આથી અર્જુનના અંતઃકરણને કાંઇ અસર થઇ નહીં, તેથી તે કરતાં પણ નીચા મનઃપ્રદેશને જાગૃત કરવા પ્રભુએ પ્રયત્ન કર્યો. હવે પ્રભુ દરેક માણસમાં રહેલા વ્યક્તિગત અભિમાનને જાગૃત કરે છે, અને દરેકને પોતાનાં કર્તવ્યો સારી રીતે બજાવવાનું અભિમાન પ્રેરે છે. જ્યારે પ્રભુને જણાય છે કે તેનું અભિમાન જાગૃત થયું છે ત્યારે તે અભિમાનને ઉચ્ચતર સ્વરૂપમાં પરિણામ પમાડવાનો પ્રયત્ન કરે છે.

(૩૮)

સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય, સર્વને સમાન ચિત્તથી ભોગવવા જોઇએ.

(૩૯)

આનું નામ આત્મજ્ઞાન છે. આત્મ-સાક્ષાત્કાર વડે કર્મનાં

બંધનો છેદી નાખવાં એનું નામ યોગ છે. (યુજ એટલે મળી જવું (

(૪૦)

યોગની દિશામાં કરેલાં કાંઈ પણ પ્રયત્ન, કાંઈ પણ ભક્તિ, મૃત્યુના ભયની સામે આપણું રક્ષણ કરે છે. વિશેષમાં, આ પ્રકારનો કોઈ પણ પ્રયત્ન નિષ્ફળ જશે નહીં.

(૪૧)

દ્રઢ નિશ્ચયવાળા માણસને એક વખતે એક જ પ્રકારનો દ્રઢ સંકલ્પ હોય છે; પરંતુ અદ્રઢ મનવાળા માણસને એક વખતે ઘણા વિચારો હોય છે. અને તેમાંનો એકે ચોક્કસ હોતો નથી.

(૪૨)

વ્યાવહારિક દ્રષ્ટિવાળા મનુષ્યને ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તેનું મન હંમેશાં ફળની આશાની મોહક વાણીથી આકર્ષાયેલું રહે છે, અને સત્તાનો પ્રેમ તેને અભિમાની બનાવે છે.

(૪૫)

વેદોમાં ત્રણ પ્રકારના ગુણો વર્ણવેલા છે (સત્વ, રજસ્

અને તમસ્, જેનું વર્ણન હવે પછી કરવામાં આવશે) તેમાં સત્વ ગુણનું જ સેવન કરો. ઈન્દ્રિયોના વિષયોથી લોભાશો નહીં.

(૪૬)

વેદનું જ્ઞાન એ આત્મ-જ્ઞાનની સાથે સરખાવતાં પાણીની ટાંકી જેવું છે, અને આત્મ-જ્ઞાન એ સર્વવ્યાપી જળની ભરતી જેવું છે.

(૪૭)

પરિણામની દરકાર ન રાખતાં કાર્યની સાથે સંબંધ રાખો. કારણકે પરિણામ સાથે સંબંધ રાખવાથી તેનાં સારાં કે માઠાં ફળો ભોગવવાં પડશે. કાર્યના પરિણામની ઈચ્છા એ કાર્યના પ્રેરક હેતુરૂપે કદિ હોવી જોઈએ નહીં.

(૪૮)

કર્મના ત્યાગની જરૂર નથી. નિર્વિકારપણે વિજય કે પરાજયને ચિત્તની સમાન અવસ્થાથી ભોગવી દ્રઢ મનથી કાર્ય કરો. ચિત્તની આ પ્રકારની સમસ્થિતિ એનું નામ યોગ છે. સત્કાર્યથી મનુષ્યને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે; અને ઈશ્વર પ્રત્યે સંપૂર્ણ ભક્તિપૂર્વક,

તેના ચરણમાં સર્વસ્વનું અર્પણ કરીને લાભ કે બદલાની આશા તજી દેવાની શક્તિ મેળવાય તો, આત્મા સંસારનાં બંધનોથી મુક્ત થાય છે. અને જ્યારે સંસારના દોષોથી અંતઃકરણ મુક્ત થાય છે, ત્યારે તેને સર્વ તરફ અરૂચિ ઉત્પન્ન થાય છે. અનેક જન્મોના એકત્રિત થએલા અનિષ્ટ સંસ્કારો વડે ક્ષોભ પામેલું મન જ્યારે શાંત થાય છે ત્યારે આત્મા યોગ માટે અધિકારી બને છે.

શ્રી કૃષ્ણ પ્રભુ, એક પૂર્ણ-માનવ, માનસ-ગુરૂદેવનું વર્ણન કરી તેનું ચિંતન અને અનુકરણ કરવા અર્જુનને આજ્ઞા કરે છે. તે પૂર્ણ-માનવના પાંચ ગુણો નીચે પ્રમાણે હોય છે. [૫૫-૬૧]

૧. આત્મ-સ્વરૂપમાં જ આનંદ.

૨. સુખદુઃખમાં સમભાવ.

૩. આસક્તિ, હર્ષ કે વિષાદનો અભાવ.

૪. પદાર્થોમાંથી ઈન્દ્રિયોનું પ્રત્યાગમન.

૫. ઈશ્વરમાં આત્મ-સમર્પણ.

ઇન્દ્રિયો ઉપર સંયમ રાખવાનું કાર્ય અત્યંત કઠિન હોવાનું પ્રભુ જણાવે છે, પરંતુ તે સાથે પ્રલોભનના સમયે, વિષયો ઉપરથી મનને વાળી લઈ, એ અનિષ્ટતા ઉપર વિજય મેળવવાનો માર્ગ પણ પ્રભુ બતાવે છે. [૬૨]

એ અનિષ્ટોની પરંપરા નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧. આસક્તિ, | ૫. આત્માની દિવ્યતાનું વિસ્મરણ, |
| ૨. વાસના, | |
| ૩. ક્રોધ, | ૬. આત્મ-ભાનનો વિલોપ, |
| ૪. ભ્રાન્તિ, | ૭. વિનાશ. [૬૩] |

જે મનુષ્ય સંયમપૂર્વક ઇન્દ્રિયોના વિષયોને તેના સત્ય સ્વરૂપમાં જુએ છે, અને તેને માત્ર આત્માનુભવના સાધનરૂપે ગણે છે, તેની વિવેક-બુદ્ધિ સ્થિર બને છે, અને એ સ્થિરતાના ગુણથી પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન કરી શકે છે. પરંતુ જેનું મન અસ્થિર છે તેને ધ્યાન, જ્ઞાન, શાંતિ કે સુખ નથી.

જેનું મન ઇન્દ્રિયોને અધીન છે, તેનું જ્ઞાન, વાવાઝોડે ચઢેલા વ્હાણની માફક ઘસડાઈ જાય છે, તેથી મનને હમેશાં સંયમમાં રાખવાની જરૂર છે. અજ્ઞાન મનુષ્યને ઈશ્વર-સ્વરૂપનો કાંઈ ભાસ થતો નથી. માત્ર ઇન્દ્રિયોના વિષયોને જ તેઓ સાચા ગણે છે. ફક્ત જ્ઞાની પુરૂષો જ ઇન્દ્રિયોના વિષયોને તેના ખરા સ્વરૂપમાં જોઈ શકે છે.

સર્વ નદીઓનાં પાણી સમુદ્રમાં ઠલવાયા છતાં સમુદ્ર જેમ સર્વ કાળે સમાન રહે છે તેમ જ્ઞાનવાનના હૃદયમાં સર્વ વાસનાઓ પ્રવેશે, છતાં તેની કાંઇ અસર થયા વિના

સમાઈ જાય છે. સ્વાર્થ અગર અહંતાથી જે મનુષ્ય વિષયો તરફ પ્રીતિવાન બને છે તેનાથી વિષયો દૂર ભાગે છે, એમ તે જોઈ શકે છે, અને ઈશ્વરતત્ત્વ તેને કદિ પ્રાપ્ત થતું નથી. પરંતુ જ્ઞાનવાન મનુષ્ય, પ્રભુના ઉપદેશને અનુસરીને, અને મૃત્યુકાળે પ્રાપ્ત કરેલી પરમ આનંદમય અવસ્થામાં સ્થિર રહીને ઈશ્વર સાથે એક્યભાવ અનુભવે છે.

# અધ્યાય ત્રીજો

§

કર્મયોગ શિવાય બીજા કોઇ યોગ માટે અર્જુન તૈયાર ન હતો, એ હકીકત, અર્જુને પ્રભુ પ્રત્યે કરેલા આક્ષેપોથી સ્પષ્ટ જણાઈ આવે છે. જ્ઞાનયોગના માર્ગમાં તેણે જરા પણ પ્રગતિ કરી હોત તો તેણે શ્રીકૃષ્ણ પ્રભુ, જે તેના દિવ્ય ગુરૂરૂપે હતા, તેમના ઉપર પરસ્પરવિરોધી પ્રતિપાદનનો આરોપ મૂકયો ન હોત. અર્જુન વિશુદ્ધ હૃદયનો સૈનિક હતો, અને શ્રીકૃષ્ણ પ્રભુ પ્રત્યેની તેની ભક્તિના પ્રભાવથી જ તે રહસ્યજ્ઞાન મેળવી શકયો હતો.

પ્રભુએ બે માર્ગનું પ્રતિપાદન કરેલ છે: એક જ્ઞાન તરફ દોરનારો કર્મ–યોગ, અને બીજો ત્યાગ તરફ દોરનારો જ્ઞાનયોગ. પ્રભુએ હકીકત ઉપર ભાર મુકીને કહે છે કે માત્ર કર્મનો ત્યાગ કરવાથી નિવૃત્તિ સિદ્ધ થતી નથી, તેમજ માત્ર ત્યાગથી મનુષ્ય પૂર્ણત્વ મેળવી શકતો નથી. ખરી રીતે કોઇ મનુષ્ય ક્ષણ પણ પ્રવૃત્તિ વિના રહી શકતો જ નથી. પ્રવૃત્તિને બંધ કરવાનો પ્રયત્ન એ પણ પ્રવૃત્તિ જ છે.

મન એ ઉન્નતિ તરફ લઇ જનાર અત્યંત શક્તિમાન સાધન છે. કર્મેન્દ્રિયોને કાબુમાં રાખી મનને છુટું રાખવામાં આવે તો તેમાં પ્રવૃત્તિ આવી જાય છે, પરંતુ મનને સંયમમાં રાખી ઈન્દ્રિયોને છુટી મુકવામાં આવે તો નિવૃત્તિ સિદ્ધ થઈ જાય છે. કેમકે એ અવસ્થામાં મન ઉપર કાંઇ સંસ્કારો પડતા નથી.

તે ઉપરાંત એવી એક બીજી પ્રવૃત્તિ છે કે જે ઉત્સાહથી અનુસરવા યોગ્ય છે. તે એ પ્રકારની પ્રવૃત્તિ છે કે જે બીજા પ્રત્યેનું આપણું ઋણ આપી છુટવામાં સહાય કરે છે. આ વિશ્વમાં આપણે અસંખ્ય આત્માઓના આત્મ–સમર્પણથી જીવીએ છીએ. આપણે આપણા સ્વાર્થ–સુખમાં મગ્ન રહીને તેનો કાંઈ પણ બદલો આપવાનું ભૂલી જઇએ તો પણ આપણું તે જીવો પ્રત્યેનું નૈતિક ઋણ ઉભું રહે છે. જે મનુષ્ય સત્ય કર્મનો માર્ગ જોઈ શકે છે તે વહેલો કે મોડો અવશ્ય મુક્ત થાય છે અને તેને જે કાંઈ જરૂરનું છે તે તેના આત્મામાં તેને મળી રહે છે.

વેદાન્તમાર્ગનું ખાસ લક્ષણ એ છે કે તે બુદ્ધિના દરેક વિભાગને લક્ષ્યમાં રાખે છે. શિષ્યને નિરંતર ગતિમાન રાખવો એ તેનું મુખ્ય ધ્યેય છે. વેદાન્ત ગતિહીનતાને ધિક્કારે છે. આત્માને પ્રવૃતિમાં લઇ જવા તે દરેક દલીલનો ઉપયોગ કરે છે. પરંતુ સરત એટલી કે તે પ્રવૃત્તિ આસક્તિરહિત

હોવી જોઈએ. પ્રભુ અદ્‌ભૂત સ્પષ્ટતાપૂર્વક જણાવે છે કે રાગ કે દ્વેષ એ રાગ દ્વેષ કરનારમાં નથી, તેમજ પ્રકૃતિના ગુણોમાં પણ નથી. પરંતુ તે ઇન્દ્રિયોનો વિષય થતા પદાર્થોમાં છે.

જે કાર્ય ઈશ્વરે આપણને સોંપ્યું હોય તે બજાવી લેવામાં જ આપણો ધર્મ રહેલો છે. કારણકે તે કાર્ય ગમે તેવું તુચ્છ જણાતું હોય તો પણ તેના વિકાસ માટે તે ખાસ આવશ્યક હોય છે. પોતાના ઈશ્વર–દત્ત કર્તવ્યમાં રસ ઉત્પન્ન ન થવાના કારણે, જો મનુષ્ય તેની અવગણના કરે તો તે, એક વર્ગનો વિદ્યાર્થી બીજા વર્ગના કોઈ આકર્ષક વિષય કે જેના માટે તેને કાંઈ માર્ક મળી શકે તેમ નથી તેનો અભ્યાસ કરવા લાગી જાય, તેના જેવું છે.

અસત્ પ્રવૃત્તિ વાસના ઉપજાવે છે, અને વાસના એ જગતની શત્રુ છે. કારણકે વાસનાની તૃપ્તિ નથી, અને તે અતૃપ્તિ આપણા જ્ઞાનને શિથિલ કરી નાખે છે. પ્રથમ શરૂઆત ઇન્દ્રિયવિષયક વાસનાઓથી થાય છે અને પછી મનોવિષયક અને બુદ્ધિવિષયક વાસનાઓ તેને અનુસરે છે. બુદ્ધિના અંતરાલે રહેલા આત્મ–તત્ત્વના દર્શન માટે આ વાસનાઓનો ક્ષય થવો જરૂરનો છે; કારણકે આત્માને પોતાને કાંઈ વાસના નથી. જળ તેના મૂળ સ્વરૂપે ભીનું નથી, જો કે તેનામાં ભીનાશનો ગુણ છે. તે જ પ્રમાણે

આત્મામાં સર્વ વાસનાઓ રહેવા છતાં તેને પોતાને એકે વાસના નથી.

# અધ્યાય ૪

§

શ્રીકૃષ્ણ પ્રભુ યોગની સનાતનતા અને રહસ્ય સમજાવે છે. યોગનું જ્ઞાન દિવ્ય ગુરૂઓ તરફથી રાજર્ષિઓને મળેલ પરંતુ, અમને લાગે છે કે રાજાઓએ ઋષિત્વ ગુમાવ્યું તેથી તેનો લોપ થતો ગયો.

પ્રભુ અર્જુનને તે જ્ઞાન શીખવે છે, કેમકે તે પ્રભુનો ભક્ત છે. અર્જુન હજી પ્રભુનું સ્વરૂપ ઓળખી શકયો ન હતો. કેમકે પ્રભુએ તે જ્ઞાન પ્રથમ ઋષિને આપ્યા સંબંધમાં અર્જુને શંકા કરી હતી. આત્મા અમર છે, સ્વયંભૂ છે, સ્વયંશાસક છે, અવિનાશી છે. પરમાત્મા પોતાનું ભુત અને ભવિષ્ય જાણે છે. અનંતતા તેની મર્યાદામાં આવી જાય છે. માનવ–આત્માના ઉદ્ધાર અર્થે માનવશરીર રૂપે તે અવતાર ધારણ કરે છે. જ્યારે વિકાર, ભય, ક્રોધ વિગેરે ભાવોથી મુક્ત થઇ આપણી ઉપાધિઓ નિર્મળ થાય છે ત્યારે પ્રભુના સ્વરૂપનું જ્ઞાન આપણને થાય છે.

ઇશ્વરત્વ પ્રાપ્ત કરવાના દરેક પ્રયત્નનું શુભ ફળ, ભક્તના અધિકાર પ્રમાણે મળ્યા વિના રહેતું નથી. ધારો કે એક

તૃષાતુર માણસ પાણીનું એક વિશુદ્ધ, નિર્મળ, વિશાળ ઝરણું શોધી કાઢવા ભાગ્યવંત થાય છે, પરંતુ પાણી પીવા માટે મલિન પાત્ર લાવે છે, અને પછી પાણીનો દોષ કાઢે છે. મલિન ઉપાધિઓ દ્વારા ઇશ્વરત્વ અનુભવવાનું કાર્ય પણ તેવુંજ છે. દરેક મનુષ્યમાં અમુક ગુણો હોય છે. આ ગુણો તેણે પોતેજ ઉપજાવેલા હોય છે. અને તે ગુણોનું ઉચ્ચ અગર અધમ રૂપાંતર મનુષ્ય કરી શકે છે. જેમના જીવનમાં વિશુદ્ધિ અધિક પ્રમાણમાં હોય તે આ વિશ્વમાં સાચા ગુરૂઓ છે.

જેના જીવનનો પ્રેરક હેતુ માત્ર કર્મ છે તે જ ખરો વીર પુરૂષ છે. તેના કરતાં નીચેની ભૂમિકાએ સ્વાર્થી કર્મ કરનારા આવે છે, જેના કર્મમાં હેતુની નિઃસ્વાર્થતા હોતી નથી. અને તેથી પણ નીચેની ભૂમિકાએ આવતાં ત્યાં એવા બાળક—આત્માઓ હોય છે કે જેના કાર્યમાં કોઈ પ્રકારનો પ્રેરક હેતુ હોતો નથી, પણ જેઓ માત્ર અન્યનું અનુકરણ કરે છે અને બીજાનું બતાવેલું કામ કરે છે. આ ગુણો ઇશ્વરની માયામાંથી ઉત્પન્ન થયેલા છે. ચાલતી ગાડીમાં બેઠેલા માણસને બહારની ભૂમિ ગતિમાન દેખાય છે, એ ચક્ષુ—ભ્રાન્તિની કલ્પના કરો. જો કે, તે વખતે બહારની જમીન આપણને ખરેખરી ચાલતી જણાય છે છતાં વસ્તુતઃ તે ભ્રાન્તિ છે. તેજ પ્રમાણે, ખરી રીતે, કર્મ કે નિષ્કર્મ

બન્ને અસત્ છે. તે બન્નેની પછવાડે એક નિયામક સત્તા સ્વીકારવી જ પડે છે. તે સત્તા કોણ છે? નિષ્કર્મી આત્મા નહીં. રેલવેમાં બેઠેલ માણસને, જમીન ગતિમાન હોવાની ભ્રાન્તિથી મુક્ત થવું હોય તો તેણે પોતે બેઠેલ છે તે ગાડી ઉપર દ્રષ્ટિ સ્થિર કરવી જોઇએ. એટલે કઈ વસ્તુ ગતિમાન છે તેની સત્ય હકીકત જણાઈ આવશે. તે જ પ્રમાણે અવ્યય આત્મ-સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટે, સાધકે આત્મા ઉપર દ્રષ્ટિ સ્થિર કરવી જોઇએ. અને આત્માથી ભિન્ન એવી કોઇ પણ વસ્તુ કે શક્તિમાંથી દ્રષ્ટિને ખસેડી લેવી જોઇએ. માત્ર દ્રષ્ટા રૂપે, નિરૂપાધિક બનીને રહેવું જોઇએ, કેમકે તેનું મન કશામાં આસક્ત નથી. અદૃષ્ટ યોગે જે કાંઇ મળી આવે તેનો સ્વીકાર કરીને, દેહ એ આત્માનું સાધન હોવાથી તેનું યથાયોગ્ય રક્ષણ કરીને, કશાથી પણ વિકાર પામ્યા વિના, ઇચ્છા માત્રનો ત્યાગ કરનાર મનુષ્ય આ વિશ્વની માયા તરી શકે છે. તે દરેક સ્થળે અને દરેક પદાર્થમાં ઇશ્વરનું જ દર્શન કરે છે. આ સર્વ ઇશ્વરની જ લીલાનો વિસ્તાર છે એમ સમજીને તે યમનિયમાદિ ક્રિયાઓ કરનાર મનુષ્ય કરતાં ઉચ્ચ અવસ્થા ભોગવી શકે છે.

આ સર્વ યમનિયમો જે નીચે જણાવેલા છે તે ઉત્તમ છે અને તેની સાધના કરનાર મનુષ્ય ઈશ્વરને પ્રાપ્ત કરે છે:—

૧. ઇન્દ્રિયોને સંયમમાં રાખનાર.

૨. કામવાસનાને કાબુમાં રાખનાર.

૩. ધનનું દાન કરનાર.

૪. તપસ્યા કરનાર.

૫. ધર્મ-પુસ્તકો વાંચનાર અને લખનાર.

૬. પ્રાણ અને મન ઉપર સંયમ રાખનાર.

પરંતુ જેણે ઈશ્વર સાથે એકતા સિદ્ધ કરેલી છે તેને કર્મો સ્પર્શી શકતાં નથી. નાનામાં નાનાથી માંડી ઉચ્ચમાં ઉચ્ચ આત્માઓ સુધી સર્વને તે ઈશ્વરના મનોમય પ્રદેશમાં હોવાનું ચોક્કસ રીતે અનુભવે છે. તે કોઈ કાળે ભ્રાન્તિને વશ થતો નથી. અને તેના કર્મો જે તેને ભ્રાન્તિમાં જકડી રાખવા માટે સાંકળરૂપ હતા તે બળીને ભસ્મ થઈ જાય છે.

આત્માનું દર્શન, જીજ્ઞાસા અને સેવાથી, મહાપુરૂષો પ્રત્યેની ભક્તિથી, અને શ્રદ્ધાપૂર્વક પવિત્ર પુરૂષોના ચરણનું સેવન કરવાથી થાય છે. શ્રદ્ધાહીન મનુષ્યને આ લોકમાં કે પરલોકમાં સુખ નથી.

# અધ્યાય ૫ મો

§

કર્મ અને સંન્યાસ એ બેમાંથી કયો માર્ગ શ્રેષ્ઠ છે, એ પ્રકારના અર્જુનના પ્રશ્ને બહુ વિવાદ ઉત્પન્ન કરેલ છે. કર્મ અને સંન્યાસ માર્ગમાં સામાન્ય મનુષ્યને વિરોધનો આભાસ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે મનુષ્ય [અર્જુન] કર્મને હલકા અર્થમાં ગ્રહણ કરે છે; પરંતુ શ્રી કૃષ્ણપ્રભુ કર્મના ઉચ્ચ અર્થને લક્ષમાં રાખી તેનું પ્રતિપાદન કરે છે, જે અર્થ તેમણે પ્રેમપૂર્વક ધીરજથી સમજાવ્યો હતો. તે અર્થ એ હતો કે આસક્તિ વિનાનાં કર્મો એ ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારનો ત્યાગ છે. મનમાં આસક્તિ હોવા છતાં માત્ર શારીરિક કર્મનો ત્યાગ કરવો નિષ્ફળ છે. સાધુ પુરૂષોનુ સમસ્ત જીવન ઇશ્વરમાં આત્મસમર્પણ રૂપે જ હોય છે. કમળનું પુષ્પ પાણીમાં તરે છે, તેની આસપાસ જળ રહેલું છે, કેટલીકવાર તે જળથી તદ્દન ઢંકાયેલું પણ હોય છે, છતાં જેમ જળની અસર તેને થતી નથી, તેવી રીતે સત્પુરૂષો, ઇન્દ્રિયોના વિષયોની મધ્યમાં રહેવા છતાં, તે તે વિષયોથી અરક્ત રહે છે.

આત્મા પોતે કાંઇ કર્મ કરતો નથી. કર્મ કરતો દેખાય છે તે મહાન ભ્રાન્તિ છે–માયા છે. અજ્ઞાનને લીધે જ્ઞાન પ્રકાશ પામતું નથી. અથવા એથી વધારે સારૂં દૃષ્ટાંત લઇએ તો જેવી રીતે અંધકાર, જે માત્ર પ્રકાશનો અભાવ છે, અને જેને લઇને આપણા મનમાં સેંકડો પ્રકારની કલ્પનાઓ ભય, આનંદ વિગેરે ઉત્પન્ન થાય છે, અને જે સર્વ, પ્રકાશ આવતાંની સાથે જ તુર્ત કાલ્પનિક વસ્તુની પેઠે ઉડી જાય છે, અને જેમાં કાંઈ પણ સુખદુઃખ આપવાની શક્તિ નથી, તેની માફક અવિદ્યાની શક્તિ જ્ઞાનના પ્રકાશમાં નાશ પામી જાય છે. અંતઃકરણમાં ઈશ્વરી પ્રકાશ થાય છે ત્યારે એવા પ્રકારની શાંતિ આવે છે કે જે આપણી કલ્પનામાં પણ આવી ન શકે. તે વખતે આપણી બધી બાલિશ ઈચ્છાઓ, શંકાઓ, અને કામક્રોધાદિ વિકારો સર્વ વિલય પામી જાય છે.

સત્પુરૂષોની શાંતિનો કશાથી નાશ થતો નથી. તેની દ્રષ્ટિ ભ્રૂમધ્યમાં હોય છે; માનસ–ચક્ષુથી તે જુએ છે; પ્રાણ ઉપર તેનો સંયમ હોય છે. ઇશ્વર–પ્રાપ્ત મનુષ્ય કશાથી ક્ષોભ પામતો નથી.

# અધ્યાય છઠ્ઠો

§

બહુ કાળથી મિથ્યા પદાર્થોને મહત્ત્વ આપવાથી મનુષ્ય અધમ પશુ જેવો બની ગયો છે. આ પાશવતામાંથી તે માત્ર પોતાના પ્રયત્નથીજ ઉદ્ધાર પામી શકે. જ્યારે તે પોતાના ઉપર સંયમ પ્રાપ્ત કરે છે ત્યારે વિકાસક્રમના માર્ગમાં આગળ ગતિ કરી શકે છે. જ્યારે મનુષ્ય પોતાની શક્તિઓના ભાનમાં આવે છે ત્યારે જ તે પોતાનો સાચો મિત્ર બની શકે છે. જ્યાં સુધી તે વિવેકશક્તિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તેણે બીજાના સંગનો ત્યાગ કરવો જરૂરનો છે. કેમકે શરૂઆતમાં મન ઉપર બાહ્ય પદાર્થની બહુ જ પ્રબળ અસર થાય છે. તેનું ધ્યાન કરવાનું સ્થળ શુદ્ધ હોવું ઘટે; તેમ જ આસન બહુ ઉંચું કે બહુ નીચું પણ ન હોવું જોઇએ. કુશ, શ્વેત વસ્ત્ર અને ચર્મ એ જીવનની સાદાઇ, પવિત્રતા અને વિકારો ઉપર વિજય મેળવવાના સંકેતરૂપ છે; શરીર સુદૃઢ, માથાથી કરોડના હેઠલા છેડા સુધી સીધી લીંટીમાં–ટટાર હોવું જોઇએ; અને દ્રષ્ટિ નાકની દાંડી ઉપર શૂન્યમાં હોવી જોઇએ. ધ્યાનથી શરીર, મન, પ્રાણ આદિ ઉપાધિઓ નિર્મળ થાય છે, અને પરમાત્માની સાથે ઐક્ય થાય છે.

જેને અતિશય અધિક કે અતિશય અલ્પ આહાર અને નિદ્રા હોય છે તેને યોગની સિદ્ધિ થતી નથી. જેણે મધ્યસ્થ માર્ગ સ્વીકારેલો હોય છે તેને માટે જ યોગનો માર્ગ છે. પવન વિનાના સ્થળમાં દીપ-શિખાની માફક જ્યારે તેના વિચારો સ્થિર-અડોલ થાય છે, ત્યારે તે પ્રભુનું દર્શન કરે છે. પછી તેને એવી શાંતિ મળે છે કે જે કોઇ પણ કારણથી બદલાતી અગર નાશ પામતી નથી. આનું નામ યોગ છે.

અભ્યાસ અને પ્રયત્નપૂર્વક, ઈશ્વર-ભાવનાના પ્રતિબંધક કારણોનું, એક પછી એક નિવારણ કરવાથી, આ પૂર્ણ અવસ્થા પ્રાપ્ત થાય છે. ઇશ્વરમાં સર્વ કાંઇ એક જ સ્વરૂપ છે, એવો સાક્ષાત્કાર થયા પછી, યોગી જ્યાં જ્યાં જુએ છે ત્યાં ત્યાં તે ઇશ્વરનેજ જુએ છે.

આ પ્રકારે મન ઉપર કાબુ મેળવવો એ સહેલું નથી. કારણકે સ્વાભાવિક રીતે મન ચંચળ છે, અને તેને સંયમમાં રાખવું મુશ્કેલ છે. પરંતુ હમેશના અભ્યાસથી મનુષ્ય એ શક્તિ મેળવી શકે છે. એ પ્રયત્નમાં તે કદાચ નિષ્ફળ જાય તો પણ એ નિષ્ફળતામાં એટલી સફળતા રહેલી છે કે, પરલોકમાં અગર પરજન્મમાં, તેણે જે કાંઇ સંયમ-શક્તિ પ્રાપ્ત કરેલી હોય છે તે કાયમ રહે છે. જેણે આ સંસારમાં કાંઈ પણ ઉત્તમ કાર્ય કરેલાં છે તેની દુર્ગતિ થતી નથી. આ લોકમાં કે પરલોકમાં ઈશ્વરના ઉપાસકનો શ્રમ નિષ્ફળ જતો

નથી. તેનો પુનર્જન્મ વિશુદ્ધ, ધનવાન અગર સૌથી અધિક ઇષ્ટ એવા યોગીના કુટુંબમાં થાય છે. પરંતુ યોગીના ઘરે અવતાર હોવો એ બહુ વિરલ ઘટના છે. પૂર્વજન્મમાં તેણે જે કાંઈ આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરેલ છે તે આ જન્મમાં જલદીથી શીખી શકે છે.

# અધ્યાય સાતમો

## ૬

ઉપર્યુક્ત જ્ઞાન મનુષ્યને સર્વજ્ઞ બનાવે છે. એ શોચનીય છે કે બહુજ થોડા મનુષ્યો આ પૂર્ણત્વ માટે પ્રયત્ન કરે છે. અને જે કોઈ પ્રયત્ન કરે છે તે માંહેના થોડાનેજ પૂર્ણ જ્ઞાન મળે છે. કેમકે આપણા વિકાસની આ ભૂમિકાએ આપણને જડ પદાર્થોમાં બહુ મોહ હોય છે. પૃથક્કરણ કરવાથી એમ જણાય છે કે આઠ વસ્તુઓ દ્વારા આત્મા કામ કરે છે. પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એ પ્રાથમિક તત્ત્વો છે; તે પછી વિજ્ઞાને હમણાં જ શોધી કાઢેલું આકાશ તત્ત્વ આવે છે; તે પછી મન, અહંકાર તથા બુદ્ધિ આવે છે. જેવી રીતે પદાર્થો અજ્ઞાન મનુષ્યને સાચા જણાય છે. તેવીજ રીતે વિચાર, અહંકાર અને બુદ્ધિ એ ચોક્કસ શક્તિ તત્ત્વ રૂપે છે.

આ દરેક તત્ત્વમાં જેને આપણે પરમાણુંની શક્તિ કહીએ છીએ તે રહેલું છે. પ્રથમ દ્રષ્ટિએ અચેત ભાસતી વસ્તુઓમાં રહેલી આ શક્તિમાં ઇશ્વરનો નિવાસ છે. પૃથ્વીમાં તે સુગંધ રૂપે છે; જળમાં રસ રૂપે છે; આકાશમાં શબ્દ રૂપે છે; મનુષ્યમાં માનવતા અને પ્રાણ રૂપે છે; તપ-

સ્ત્રીમાં તપ રૂપે છે; જીવનનું મૂળ બીજ, જ્ઞાનીનું જ્ઞાન, વીરનું વીરત્વ, શક્તિમાનની શક્તિ અને પ્રાણી માત્રમાં ઉર્ધ્વગામી સંકલ્પ રૂપે છે.

પ્રાણીમાત્ર પ્રભુના મનઃપ્રદેશમાં રહેલાં છે; પરંતુ પ્રભુ પોતાના સર્જેલા પ્રાણીઓમાં, સંસાર-બદ્ધ આત્મારૂપે નથી. અહંતાની ભ્રાન્તિ મનુષ્યને તેના મૂળ સ્વરૂપના સત્યથી વિમુખ રાખે છે. પરંતુ સત્યનો શોધક હમેશાં સત્ય શોધી કાઢે છે. દયાહીન અને અસત્યવાદી મનુષ્ય પ્રભુનું સ્વરૂપ પ્રાપ્ત કરી શકતો નથી. ચાર પ્રકારના મનુષ્યો ઈશ્વરના રહસ્યને જાણવાનો પ્રયત્ન કરે છેઃ સંકટમાં આવી પડેલ, ધનનો ઉપાસક, વિદ્યાનો ઉપાસક અને સાધુપુરૂષ. આ સર્વ ઇશ્વરની નિકટ છે, પરંતુ સાધુ સૌથી અધિક નિકટ છે. કારણ કે જેઓ ક્ષણિક વસ્તુની શોધમાં છે, તેઓ વસ્તુ-નાશ પામી ગયા પછી પણ, તેને શોધતાજ રહે છે. માત્ર સાધુપુરૂષોજ એવી વસ્તુને શોધે છે કે જે અવિકારી, અવ્યક્ત અને અવિનાશી છે. ઇશ્વરી જ્ઞાન, ઇશ્વરી મનવાળા માણસ શિવાય બીજો કોઇ જાણી શકતો નથી. અહંકાર અને ભ્રાન્તિએ ઉપજાવેલો વિચ્છેદ પ્રભુનું સ્વરૂપ સમજતાં અદ્દશ્ય થઇ જાય છે.

## અધ્યાય આઠમો

§

પરમાત્મા એક અવિનાશી તત્ત્વ છે, જેમાંથી સર્વ વિશ્વ ઉત્પન્ન થાય છે, અને જેનામાં તે સ્થિતિ કરીને રહ્યું છે. જીવાત્મા એટલે જડમાં વ્યાપી રહેલ અને શરીરનું ગ્રહણ કરનાર આત્મા.

વિશ્વના મૂળમાં એ શકિત રહેલી છે. આપણો નાશવંત વિભાગ તે શરીરપ્રદેશ છે. તેનો અવિનાશી અંશ જે આત્મા છે તે દિવ્ય પ્રદેશ છે. જે તત્ત્વ એ બન્ને પ્રદેશમાં વ્યાપી રહેલ છે તે પરમાત્મ-તત્ત્વ છે. શરીરના વિનાશકાળે આ તત્વનું ચિંતન કરવાથી એ ઇશ્વરી તત્વમાં આત્માનો પૂર્ણ વિલય થાય છે. વિચાર એ ખરેખર આપણા જીવનની પ્રેરક શકિત છે. મનુષ્ય જેવા વિચાર કરે છે તેવો તે બને છે, અને તેજ પ્રમાણે તેને લાભ કે હાનિ થાય છે. પરમાત્માનું નિરંતર ચિંતન કરવાથી ભકત તેના ઈષ્ટના સ્વરૂપને પ્રાપ્ત કરે છે.

શરીરના વિનાશ કાળે, જો પ્રાણવાયુને ઉર્ધ્વ ખેંચી ભ્રૂપ્રદેશના મધ્ય ભાગમાં પૂરવામાં આવે, અને ઈશ્વર-સ્વરૂપની

વિચારણા સહિત, રહસ્ય-પૂર્ણ ૐ શબ્દનો (કે જે ઇશ્વરનું નામાંતર છે) જાપ કરવામાં આવે તો આત્મા ઈશ્વરને પ્રાપ્ત કરે છે. ખરેખર જેઓ ઇશ્વરને અંતઃકરણપૂર્વક શોધો છે તેને ઈશ્વર મળે છે. ઇશ્વર આ જગતનું મધ્યબિન્દુ છે. તે અચળ-અમર છે. જેઓ આ સંસારના ચક્રની કોરને વળગેલા છે તેઓ નીચેથી ઉપર અને ઉપરથી નીચે, પ્રકાશ અને અંધકારમાં ગતિ કરી રહ્યા છે. કલ્પના અને માયા શકિત જ્યાં સુધી વિરામ પામે છે, ત્યાં સુધી આત્મા એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જાય છે; અને ફરીથી નવા કલ્પની શરૂઆત થાય છે, ત્યારે પાછો સંસારની ગતિમાં પડે છે. એ દૃષ્ટાંતને આગળ ચલાવી કહીએ તો, જે પ્રમાણે મધ્ય-બિન્દુમાંથી છુટા થયેલા ધુળના અણુઓ પાછા મધ્ય-બિન્દુમાં આવી જાય છે, વળી પાછા ત્યાંથી છુટા પડી ચક્રની કોર ઉપર જઈ ગતિમાં પડે છે, અને ફરીથી પાછાં મધ્યબિન્દુમાં પ્રવેશે છે, તેજ પ્રમાણે અમુક સમયે આત્મા તેનું મધ્યબિન્દુ કે જે પરમાત્મા છે તે તરફ પાછો ફરે છે.

એ સમય નીચે પ્રમાણે છેઃ—

ઉત્તરાયણના છ માસ, શુકલપક્ષ, દિવસનો ભાગ અગર પ્રકાશનો સમય. જો આત્મા દક્ષિણાયનના છ માસ, કૃષ્ણ પક્ષ, રાત્રિ, ધુમાડાવાળા પ્રદેશ કે અંધકારમાં દેહત્યાગ કરે તો

ફરીથી તેને દેહ ધારણ કરવો પડે છે. વિશ્વના આ બે પ્રકાશ અને અંધકારમય માર્ગો છે. એક અંતરમાં પ્રભુ પ્રતિ દોરી જાય છે, અને બીજો પ્રકાશહીન અંધકારની જડતામાં દોરી જાય છે.

આ બન્ને માર્ગ અનાદિ અને અનંત છે—એક બહિર્મુખી અંધકારનો અને બીજો અંતર્મુખી પ્રકાશનો. આ બન્ને માર્ગનું જ્ઞાન યોગના અભ્યાસ માટે જરૂરનું છે.

# અધ્યાય નવમો

## ६

હવે શ્રી કૃષ્ણપ્રભુ ગુહ્યતમ દિવ્ય જ્ઞાન અગર ઇશ્વરી રહસ્યનો પ્રકાશ કરે છે. જ્ઞાન એ ઈશ્વરત્વની એક બાજુ છે, જેને ચક્રના મધ્યબિન્દુ તરીકે ગણી શકાય. અનુભવ એ તેની બીજી બાજુ છે, જેને બહિર્મુખી શક્તિ ગણી શકાય. તે બન્ને એકત્ર થઈને પૂર્ણ બ્રહ્મ ગણાય છે.

દૃષ્ટાંત : આપણે સમુદ્રના પાણીનું પૃથક્કરણ કરવું હોય તો પ્રથમ એક પાત્ર માંહેના પાણીથી શરૂઆત કરીએ છીએ કારણ કે સમુદ્રનું પાણી પાત્ર માંહેના પાણી જેવું છે; તફાવત માત્ર પાણીના સમૂહનો છે. તેજ પ્રમાણે એમ સમજવું ઘટે કે પરમાત્માત્મા એ સમુદ્ર છે, અને મનુષ્ય એ પાત્ર માંહેનું પાણી છે. હવે, જો મનુષ્ય કાંઈ પણ સ્થળ વસ્તુ ઉપજાવવા માગે તો તેનો કાંઈ પણ સ્થૂળ ભાગ ખર્ચાય છે; પરંતુ અંતઃકરણમાંથી ઉદ્ભવતી સૃષ્ટિમાં કાંઈ પણ ખર્ચવાનું હોતું નથી. તે તો લાભ રૂપેજ છે. જો કે અભ્યાસની આ ભૂમિકા ઉપર લાભ કે હાનિ એ માત્ર ભ્રાન્તિ જ છે.

આનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે વિશ્વ એ પરમાત્માની માનસ સૃષ્ટિ છે કારણ કે પરમાત્મા પોતાને હાની કર્યા શીવાય પોતાના સ્વરૂપના વિભાગો કરી શકે નહીં. વિચાર અગર માનસ કૃતિ એ નિર્જીવ વસ્તુ છે એમ ન સમજો. મનુષ્યમાં તે એક શક્તિ રૂપે છે. અને વર્તમાન વિજ્ઞાનને પણ એ સત્ય હવે ટેલીપથી, હિપ્નોટીઝમ, મસ્મેરીઝમ વિગેરે સાધનો દ્વારા ઉપલબ્ધ થવા માંડયું છે. આપણે પરમાત્માના મનઃપ્રદેશમાં રહીએ છીએ એ હકીકત એ સત્યને સ્પષ્ટ કરે છે કે, પરમાત્મા પોતાની સૃષ્ટિમાં આસકત નહીં હોવાથી, બીજા જીવોની પેઠે પોતાની સૃષ્ટિમાં બંધાતો નથી. જ્યારે પરમાત્મા પોતાની સંકલ્પ-શક્તિને સંકેલી લે છે ત્યારે વિશ્વ વિરામમાં પ્રવેશે છે. અને સર્વ પ્રવૃત્તિ તે વખતે શમી જાય છે. એજ દિવ્ય સંકલ્પ ફરીથી સૃષ્ટિ ઉપજાવે છે. જે માનવ-આત્મા તેના મધ્ય-બિન્દુને એટલે ઇશ્વરને પ્રાપ્ત કરવા માગે છે તેણે પોતામાં રહેલા દિવ્યત્વનો સાક્ષાત્કાર કરતાં શીખવું જોઇએ. સરળતા, પ્રેમાળતા, આત્મ-સંયમ વિગેરે ઇશ્વરી ગુણો સાથે જોડાઇને માનવ-સંકલ્પને ઇશ્વરી સંકલ્પના રૂપમાં બદલાવી નાખવો જોઇએ.

પરમાત્માની પેલી પાર કશું જ નથી. મનુષ્ય કે જે પરમાત્માનું કિરણ છે તે ન પ્રાપ્ત કરી શકે તેવું કશું જ નથી. પરંતુ જો મનુષ્ય પોતાના માનસિક તંતુઓને અંગત સ્વાર્થ

સાથે જોડી દે તો તેઓ જુદા પડી જઇને એક જુદી શક્તિ રૂપે બની જાય છે અને છેવટે વિનાશને પામે છે.

એકતાનો સાક્ષાત્કાર, એકજ દિવ્ય શક્તિ સર્વની મારફત કામ કરી રહી છે તે પ્રકારનું ભાન, મર્યાદિત કાર્ય–કારણની કોટિની પેલી પાર જવા તુલ્ય છે. જો કે પરમાત્માને પ્રિય કે અપ્રિય એવું કાંઇજ નથી, છતાં અગ્નિ કે જે તેના મૂળ સ્વરૂપે નિષ્પક્ષપાત છે, તે તેની નિકટ રહેનારને ગરમી આપે છે, તેજ પ્રમાણે જેઓ ઈશ્વરની સૌથી નજીક છે તેઓ તેનો સહુથી અધિક સાક્ષાત્કાર કરે છે.

પરમાત્માના સ્વરૂપનું નિરંતર ચિંતન કરવાથી પાપીમાં પાપી મનુષ્યના પાપો પણ પવિત્ર સંત પુરૂષના ગુણો રૂપે બદલાઈ જાય છે.

# અધ્યાય ૧૭ મો.

§

હવે આ માનસ સિદ્ધિ પ્રાપ્ત કરવાનાં કેટલાંક સાધનો આપવામાં આવે છે. એટલો નિશ્ચય દૃઢપણે થવો જોઇએ કે ઇશ્વરની સાથે એકત્વ પામ્યા શિવાય ઈશ્વરના મનની પૂર્ણ સમજણ પ્રાપ્ત થઇ શકે નહીં. ઇશ્વરનો સાક્ષાત્કાર થયા પછી બધા નામરૂપાત્મક પદાર્થો અદૃશ્ય થઇને ઇશ્વર-સ્વરૂપનું ભાન કાયમ રહે છે. આ સ્થિતિ પ્રાપ્ત થતાં સુધી આપણા વિચારોનું સ્વરૂપ મર્યાદિત રહે છે. પરમાત્માના સ્વરૂપનો એવા પ્રકારે નિશ્ચય કરો કે તે જન્મ આદિથી રહિત અને વિશ્વનો માલિક છે. બુદ્ધિ, ધૈર્ય, સત્ય, સંયમ, શાંતિ, સરળતા, સમાનતા, સંતોષ, તપ, ઓદાર્ય, યશ વિનય એ પ્રભુના ગુણો છે એમ માનો. સાત ઋષિઓ અને ચાર મનુઓ ઇશ્વરના મનમાંથી ઉત્પન્ન થયા છે એમ સમજો.

ઇશ્વર અગર ઇશ્વરના આવિર્ભાવોનું ચિંતન કરવાથી, એ વિજયવંત દિવ્ય તત્ત્વનો સાક્ષાત્કાર થતો જશે. પ્રાણી માત્રનાં આદિ મધ્ય અને અંત રૂપે ઇશ્વર જ તેમના

હૃદયમાં વિરાજેલા છે એમ માનો. ઉચ્ચમાં ઉચ્ચ અવતાર, ઉચ્ચમાં ઉચ્ચ પ્રકાશ, સર્વ ઉચ્ચ કોટિના દેવો, માનવ, ઇન્દ્રિયો, શબ્દ, માન, જંગમ અને સ્થાવર પદાર્થો રૂપે તેને માનો. સર્વ પ્રકારનાં પ્રાણીઓમાં સહુથી ઉચ્ચ, કાળ, જ્ઞાન, કીર્તિ, સંપત્તિ, વાણી, ઋતુ, વિભવ, ચાતુરી, સાધુતા અને સંતપણાનું મૂળ બીજ, તેમજ પ્રાણી માત્રનું મૂળ બીજ; અને જે કાંઇ પ્રભાવયુક્ત, વિભૂતિયુક્ત, અગર શક્તિ સંપન્ન છે તે સર્વ પરમાત્માનો આવિર્ભાવ છે.

## અધ્યાય ૧૧ મો.

§

અને જ્યારે ઇશ્વર–સ્વરૂપના સતત ચિંતનથી, ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ભૂત, વર્તમાન અને ભવિષ્ય ખુલ્લા કરેલા દાબડાની માફક સ્પષ્ટ થાય છે અને તે વખતે કશું જ અદૃશ્ય કે અજ્ઞાત રહેતું નથી.

માત્ર તપસ્યાથી ઇશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. ચિંતન અને ભક્તિની જરૂર છે. સાક્ષાત્કારના સમયે, ઇશ્વરી ભવ્યતાની સમક્ષ મનુષ્ય કંપી ઉઠે છે, અને અજ્ઞાન અવસ્થામાં ઇશ્વરના અવતારને પોતાના સમાન ગણી, તેની નિંદા માટે તે ક્ષમાની પ્રાર્થના કરે છે. આ દિવ્ય સ્વરૂપના અદ્‌ભૂત પ્રકાશમાં તેને અનંત સૃષ્ટિઓ નજરે પડે છે અને પ્રભુનાં અનંત સ્વરૂપોનું તેને જ્ઞાન થાય છે; અને તે આદિ મહા કારણ, દેવાધિદેવ, વિશ્વના આશ્રય સમક્ષ પ્રાર્થના અને ભક્તિ ભરેલા હૃદયે માનવ–આત્મા ઉભો રહે છે.

## અધ્યાય ૧૨મો

§

આ અધ્યાયમાં પ્રભુ એક એવા પ્રશ્નનો ઉત્તર આપે છે કે જે મનુષ્યના મનમાં વારવાર ઉત્પન્ન થાય છે: પદાર્થ માત્રનું દિવ્ય ઉત્પત્તિસ્થાન (૧૩) એવા અવ્યક્ત (નિર્ગુણ) તત્ત્વનું ચિંતન કરવું સારૂં છે કે ઇશ્વરી અવતાર અગર વ્યક્ત (સગુણ) સ્વરૂપનું ચિંતન કરવું સારૂં છે? શ્રીકૃષ્ણ પ્રભુ ઉત્તર આપે છે કે અવ્યક્ત તત્ત્વનું ચિંતન કરવું અધિક ઉત્તમ છે, પરંતુ તે સાથે તે બહુ કઠિન છે, કેમકે યોગીશ્વરો શિવાય, ને અક્ષય, અગમ્ય, સર્વ-વ્યાપી સ્વરૂપનું ભાન કોઈને થઈ શકે નહીં; અન્ય પક્ષે, વ્યક્ત અગર સગુણ ઈશ્વરના ભક્તો ઈશ્વરને પ્રિય હોવાથી તે પોતાની દિવ્ય શક્તિથી, નિર્ગુણ ઈશ્વરના ઉપાસક યોગીને પ્રાપ્ત થતા મોક્ષમાં લઈ જાય છે. સર્વ પ્રકારના બાહ્ય અનુષ્ઠાનોમાં સગુણ ઈશ્વરની ઉપાસના પ્રથમ દરજ્જાની છે, પરંતુ બાળ-આત્માઓ માટે બીજા માર્ગો બતાવવામાં આવે છે, અને તેનું સેવન શુદ્ધ હૃદય અને શ્રદ્ધાથી થાય તો ભક્ત મોક્ષના માર્ગે જઈ શકે છે.

આ માર્ગો નીચે પ્રમાણે છે.

૧. ગમે તે પદાર્થ ઉપર એકાગ્રતા.

૨. પ્રભુને ખાતર કર્મોનો નિર્વાહ.

૩. કર્મના ફળનો ત્યાગ.

પ્રભુના માર્ગે ચાલનાર, સગુણ ઈશ્વરના ગુણો મેળવતો જાય છે. કાંઈપણ આસક્તિ કે અભિમાન વગર તે પ્રાણી માત્ર તરફ પ્રેમ અને દયા રાખે છે. પ્રાપ્ત થતા દરેક પ્રસંગને તે પ્રશાંત અને સંતુષ્ટ મનથી નીભાવી લે છે. તેનો આત્મ–નિશ્ચય દૃઢ હોય છે; અને તેની ભક્તિ પણ એવીજ અચળ હોય છે. તે જગતમાં કાંઈ ક્ષોભ ઉપજાવતો નથી, અને જગતદ્વારા પોતે ક્ષોભ પામતો નથી. તેને કોઈ પદાર્થની કામના નથી. તે પવિત્ર, દક્ષ, નિર્લેપ, અને બંધન–મુક્ત હોય છે, કેમકે તેણે કર્મના પરિણામોની આશા ત્યજી હોય છે. તેને હર્ષ, શોક રાગ કે દ્વેષ નથી. મિત્ર અને વિરોધીઓ તરફ તેનું ચિત્ત સમાન હોય છે. માનાપમાન શીતતાપ, સુખઃદુખ, પ્રશંસા કે તિરસ્કાર એ સર્વમાં તેને સમભાવ હોય છે, કેમકે તેનું મન પ્રભુ શિવાય બીજે કયાંઈ બંધાયેલું હોતું નથી. તે શાંત, સંતુષ્ટ, ઈશ્વરમાં પ્રીતિવાન, અને સ્થિર ચિત્તનો હોય છે. પ્રભુનો ભક્ત પ્રભુની પાસે છે.

## અધ્યાય ૧૩ મો

§

હવે આપણે જડ પદાર્થોનો વિચાર કરીએ. મનુષ્યનો આત્મા જડ વસ્તુના આવરણમાં રહેલો હોવાથી જડતત્ત્વ અને તેની ક્રિયાઓનું જ્ઞાન આવશ્યક છે. તેમ છતાં એ સત્ય ભુલાવું ન જોઈએ કે જડવસ્તુ એ અંધકારની માફક અસત્ વસ્તુ છે, જે જ્ઞાનરૂપી પ્રકાશમાં અદશ્ય થઈ જાય છે. વ્યક્તિ-આત્મા જ્યારે આત્મસાક્ષાત્કારના માર્ગે ગતિ કરે છે ત્યારે તે પોતાના જડ આવરણોના જ્ઞાતા તરીકે પોતાને જાણે છે, અને પરમાત્માને સર્વ જડ વસ્તુઓના જ્ઞાતાનેતરીકે જાણે છે.

જડનાં સ્વરૂપો નીચે પ્રમાણે છેઃ—

પંચમહાભૂત, અહંકાર, બુદ્ધિ, વિચાર, (નિર્ગુણ ઇશ્વર સંબંધી વિચાર પણ જડ છે, કેમકે પરમાત્મા વિચાર કે રૂપથી પર છે). દશ ઇન્દ્રિયો, અને તેના વિષયો, વાસનાઓ, અને તેનાં પરિણામી દુઃખો તથા સ્નેહાકર્ષણ કે જે અણુઓને સમૂહરૂપે રાખે છે.

મન પોતે જડ પદાર્થનું ઉચ્ચમાં ઉચ્ચ સ્વરૂપ છે, અને તેના ઉચ્ચતમ પ્રદેશમાં એવા ગુણો છે કે જેના વડે સત્યનું દર્શન પામી શકાય છે. આ ગુણો નીચે પ્રમાણે છે:

નમ્રતા, વિનય, સરળતા અર્થાત્ નિરૂપદ્રવતા, ધૈર્ય, ગુરૂભક્તિ, પવિત્રતા, સ્થિરતા, આત્મ–સંયમ, અનાસક્તિ.

ભૌતિક પદાર્થો પ્રત્યેની આસક્તિ આત્માને જડતામાં બાંધી રાખે છે, અને વાસનાઓ ઉપજાવે છે, જેના પરિણામે સુખદુઃખોની પરંપરા જન્મે છે. એકાન્ત સેવન, અને પ્રાકૃત મનુષ્યોના પરિચયનો ત્યાગ કરવાથી આધ્યાત્મિકતામાં પ્રીતિ જન્મે છે. તેમ થયેથી મનની શાંત અવસ્થામાં, આ શ્રદ્ધામાં અચળ દઢતા રાખવાથી યોગની પ્રાપ્તિ થઈ શકે છે.

પરમાત્મા વ્યાખ્યા અને મર્યાદાથી પર છે. જ્યારે મનુષ્યનું મન પરમાત્મામાં અવગાહન કરે છે અને ઇશ્વરી મનની સાથે એકતા મેળવે છે ત્યારે તે પરમાત્માનું મન સમજી શકે છે.

પરમાત્માનો સાક્ષાત્કાર થયા પહેલાં, ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવવા માટે મનુષ્ય જે કાંઈ વધારેમાં વધારે કરી શકે તે એ છે કે નિષેધાત્મક પ્રક્રિયા વડે, જે કાંઇ ઇશ્વરથી ભિન્ન છે તેનો બહિષ્કાર કરવો (નેતિ નેતિ વિગેરે બ્ર. ઉ. ૨. ૩. ૪). પરમાત્માની એવી

રીતે કલ્પના કરો કે જાણે તે વિશ્વ–વ્યાપી આકાશતત્ત્વ છે, અંદર અને બહાર સર્વ પ્રાણીઓમાં વસેલો છે, અચળ છતાં ચલાયમાન રૂપે પ્રતીત થાય છે. અજ્ઞાનીને તે અગો-ચર (દૂર) છે અને જ્ઞાનીને તે સુગમ્ય (નજીક) છે. તે અવિભક્ત છે. જો કે તેનાં જુદાજુદાં રૂપોમાં તે પૃથક્ પૃથક્ ભાસે છે. અંધકારની પેલી પાર પ્રકાશના પ્રકાશ તરીકે તેનું ચિંતન કરો. માનવ–હૃદયમાં જ્ઞાનના પ્રકાશ તરીકે તેને જાણો.

ગુણ અને રૂપ (ક્ષેત્ર) એ જડનો (પ્રકૃતિનો) ધર્મ છે. અને તેનો જ્ઞાતા (ક્ષેત્રજ્ઞ) એ પુરૂષતત્ત્વ છે.

રૂપો અને ગુણો પ્રત્યેની આસક્તિ એ બંધનનું મૂળ છે. શુભાશુભ અનુભવો આ બંધનમાંથી ઉદ્ભવે છે. સદ્ગુણો પ્રત્યેની પ્રીતિ, આત્માને આધ્યાત્મિક પ્રકૃતિવાળા પુરૂષોને ત્યાં જન્મ અપાવે છે અને દુર્ગુણો પ્રત્યેની પ્રીતિ સંસારપ્રિય મનુષ્યો અથવા પાશવવૃત્તિના મનુષ્યોને ત્યાં અને પશુકોટિમાં જન્મ અપાવે છે. છતાં એ સત્ય ભૂલાવું ન ઘટે કે "શુભ" કે "અશુભ" એ શબ્દો માત્ર સાપેક્ષ હોઈને તે એકજ ઢાલની બે બાજુઓ છે.

શરીરમાં રહેલો આત્મા દ્રષ્ટા, પોષક, ભોક્તા, અને માલીક છે. જડથી વિરૂદ્ધ એવા આત્માના કાર્યોનું જ્ઞાન

આપણને પરમાત્માના સ્વરૂપની દ્રષ્ટિ પ્રાપ્ત કરાવે છે; અને જડ પ્રત્યેની આસક્તિ બંધન ઉપજાવે છે.

આત્મ-દ્રષ્ટિ નીચે બતાવેલાં ચાર સાધનોથી પ્રાપ્ત થાય છે.

૧. ધ્યાન એટલે કે શ્રોત્ર, ચક્ષુ આદિ ઇન્દ્રિયોને અંતરમાં સંકેલી લેવી, પછી મનને બુદ્ધિમાં લય પમાડવું, બગલાની મૃત શાંતિ, પૃથિવી અને પર્વતના જેવું અચળ ધ્યાન પ્રાપ્ત કરવું. (છા. ઉ. ૭.......૬)

૨. નામરૂપ અને જડ વસ્તુ માત્ર મૃગતૃષ્ણા છે, અને આત્મા તેનાથી ભિન્ન છે એવી ભાવનાનું સતત સેવન. (સાંખ્ય યોગ).

૩. કાર્ય માત્ર પ્રભુને અર્પણ કરવાં અને ફળની એષણા પરિહરવી. (કર્મયોગ).

૪. આ સર્વ પરમાત્માની લીલા છે એવી પૂર્ણ શ્રદ્ધા.

જે મનુષ્યને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે તે મનુષ્ય ઈશ્વરને ચંચળ અને અચંચળ સર્વ વસ્તુમાં વ્યાપેલો જુએ છે. તે જુએ છે કે ઈશ્વરી શક્તિ પ્રત્યેક પદાર્થમાં તે તે પદાર્થ સાથે કાંઈ પણ સંબંધ રાખ્યા શિવાય, અર્થાત્ તેના પરિણામ તરફ લક્ષ્ય રાખ્યા શિવાય કામ કરી રહેલ છે. તે જડ અને ચૈતન્યને તદ્દન જુદા નિહાળે છે, કેમકે તે બેઉને

કાર્ય પરત્વે એક માનવાથી આ જગતની ભ્રાન્તિ ઉત્પન્ન થયેલી છે; જેવી રીતે કોઇ ગાંડો માણસ કોઇ કલ્પિત મનુષ્ય સાથે પોતાની એકતા માની પોતાનું વ્યક્તિત્વ ગુમાવે છે.

## અધ્યાય ૧૪ મો

§

આ વિશ્વની ભ્રાન્તિનું મૂળ, જે મનની શક્તિ વડે નભે છે અને જે આત્મ-જ્ઞાનથી જ લય પામે છે તેનું વર્ણન કરવામાં આવે છે. પ્રથમ અંધકારમાં-જડમાં-મહા પ્રકાશ અર્થાત્ ચૈતન્યનો પ્રવેશ થયો. એ પ્રકાશની સૌથી નજીક ઉજ્જવળતા અને શ્વેતતાનો ગુણ રહેલો છે અને તેનાથી સૌથી દુર અંધકાર રહેલો છે. જ્યારે ચૈતન્ય આ શ્વેત નિર્મળ ગુણમાં આસક્તિ પૂર્વક પ્રવેશે છે ત્યારે આનંદની ઉત્પત્તિ થાય છે. ત્યાંથી આગળ ચાલતાં, અર્ધ શ્વેત અને અર્ધ શ્યામ ગુણમાં પ્રવેશ કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, અને અંધકારમાં પ્રવેશ કરવાથી પ્રમાદ અને બેદરકારી ઉત્પન્ન થાય છે. પોતાના ગુણોના સ્વરૂપ ઉપરથી મનુષ્ય પોતે ઇશ્વરી પ્રકાશની કેટલે નજીક છે તે જાણી શકે અને સત્વ ગુણના અનુશીલનથી ઈશ્વરનું નિકટપણું મેળવી શકે.

શ્વેત (સાત્વિક) ગુણો : જ્ઞાન

અર્ધ-શ્વેત અને અર્ધ-શ્યામ (રાજસિક) ગુણો : અશાંતિ, તૃષ્ણા, વાસના.

શ્યામ (તામસિક) ગુણો: આલસ્ય, બેદરકારી, નિરુત્સાહ.

સાત્વિક ગુણસંપન્ન મનુષ્ય ઉત્તમ માતાપિતાને ત્યાં, અર્ધ-શ્યામ અને અર્ધ-શ્વેત પ્રકૃતિના મનુષ્યો વિકારયુક્ત માતાપિતાને ત્યાં, અને શ્યામ ગુણયુક્ત મનુષ્ય અજ્ઞાની અને પાશવ-વૃત્તિવાળા માતાપિતાને ત્યાં અવતરે છે. સત્વગુણ વાળાં કાર્ય જ્ઞાન પ્રાપ્ત કરાવે છે, રાજસિક ગુણોવાળાં કાર્ય દુ:ખ, તૃષ્ણા અને વાસના ઉપજાવે છે, અને તમોગુણવાળાં કાર્યો ભ્રાન્તિ ઉપજાવે છે.

ગુણો અગર કાર્યોથી જે મનુષ્ય પોતાના સ્વરૂપને સ્વતંત્ર રાખે છે. તે ઇશ્વરી જ્ઞાન મેળવી શકે છે. આ સંસાર, જેના સત્યપણાનો આધાર આ ગુણો અને કાર્યો ઉપર છે તેનાં બંધનોથી મનુષ્ય અન્ય કોઈ પ્રકારે મુક્ત થઈ શકે નહીં. ગુણો અને કાર્યોને દૂર કરવાથી, આ ભ્રાન્તિજનક સંસારનું ભાન નાશ પામે છે, અને બાહ્ય ઉપાધિથી મુક્ત ભ્રમરહિત શુદ્ધ ઈશ્વરી ભાન પ્રાપ્ત થાય છે.

જ્યારે તેવું ઈશ્વરી ભાન પ્રાપ્ત થાય છે ત્યારે તે પ્રાપ્ત કરનાર મનુષ્યજ તે ભાનનો અનુભવ કરી શકે છે કારણ કે પોતાના સાક્ષાત્ અનુભવ શિવાય તે ભાનનો અનુભવ કોઇથી થઇ શકે નહીં. પ્રમાદ અગર ગુણોના કાર્યથી ભિન્ન એવી તટસ્થ વૃત્તિથી તેનો અનુભવ થાય છે. સુખ,

દુઃખ, પ્રશંસા, નિંદ્રા, રાગ, દ્વેષ, ધન, ગરીબાઇ, કીર્તિ, અપયશ, મિત્ર, શત્રુ આદિ સર્વ કે જે વિકાસક્રમની અમુક ભૂમિકાએ જરૂરનાં હતાં તે બધાં ભૂતકાળનાં સ્વપ્ન બની જાય છે. પૂર્ણ પુરૂષ પ્રભુ પ્રત્યેની અચળ ભક્તિ, પરમ કલ્યાણમય સ્વરૂપ પ્રત્યે અડગ શ્રદ્ધા પ્રભુના ભક્તને ભ્રાન્તિના મૃગજળમાંથી શાશ્વત્ મંગળના પ્રદેશમાં લાવે છે.

# અધ્યાય ૧૫ મો

§

સંસાર વિનાશશીલ હોવાની ભાવના દૃઢ કરીને સંસારને એવા વૃક્ષની ઉપમા આપી છે કે જેનાં મૂળ ઉંચે છે અને શાખાપ્રશાખા સર્વ દિશામાં નીચે વિસ્તરેલાં છે. જેની અંદરથી શાખાપ્રશાખાઓનો વિસ્તાર ફાલેલો છે તે અવ્યક્ત નિર્ગુણ ઈશ્વર છે.

આદિકારણ : મૂળની શક્તિના પ્રભાવથી વૃક્ષ વિકાસ પામે છે. તેનું થડ વિવેક શક્તિરૂપ છે, ડાળીઓ પંચ મહાભૂત છે, તેનાં ગર્ફૂરો ઈંદ્રિયો છે, ડાળાંપાંદડાઓ ઈંદ્રિયોના વિષયો છે. ફુલ તેનાં પુણ્ય અને પાપ છે. ફળ એ સુખ અને દુઃખ છે. જ્ઞાનરૂપી ખડ્ગથી આ વૃક્ષ કાપીને, તથા વિરાગની શક્તિથી તેનાં મૂળ ઉખેડી નાખીને તે મહાન આદિ કારણ સુધી પહોંચાય છે. આ ભ્રાન્તિ રૂપી વૃક્ષના અદ્‌ભૂતપણામાં મોહ પામીને પ્રાકૃત મનુષ્ય તેમાં સજ્જડ બંધાય છે. નિર્ગુણ તત્ત્વમાં સૂર્ય નથી, ચંદ્ર નથી, અભિમાન નથી, ભ્રાન્તિ નથી. સર્વ અદ્‌ભુતોની પેલી પાર,

સર્વનું મહા અદ્‌ભૂત, જેમાં વિશ્વના સર્વ અદ્‌ભૂતો મહા-સાગરમાં જળના બિન્દુ પેઠે રહેલાં છે, તે પ્રકાશી રહેલ છે. જળમાં પડેલા સૂર્યના પ્રતિબિમ્બ જેવું આ સંસાર-વૃક્ષ અસત્‌ છે. તેમાં વ્યાપી રહેલ ચૈતન્યતત્ત્વજ સત્ય છે.

એ મહાતત્ત્વ વાયુના જેવું નિર્લેપ છે, કે જે સુગંધી બાગ કે બીજા સ્થળો ઉપર થઈને વહતાં તેની ગંધને સાથે લઇ ચાલે છે, પરંતુ તે ગંધનો ગુણ પોતાના સ્વરૂપ સાથે ભેળવતો નથી. ચૈતન્યથી વ્યાપ્ત એવાં આ શરીર અને ઇન્દ્રિયો થોડો સમય નભે છે, અને પછી વિનાશ પામે છે શરીર અને ઇન્દ્રિયો સત્ય નથી, પરંતુ તેનો નિભાવ-નારો જે તેની પછવાડે બિરાજી રહ્યો છે, અને જે જડ બુદ્ધિને અગમ્ય છે, પરંતુ જે શુદ્ધ આહાર, તપસ્યા અને ભાવનાથી પવિત્ર થયેલા શરીરવાળા મુનિઓને ગમ્ય છે, તે જ સત્ય છે.

એ પરમ તત્ત્વનો પ્રકાશ નીચેના સ્થળોમાં છે.

૧. હુંપણાના ભાનમાં.

૨. વિશ્વને નિભાવી રાખનાર જીવનમાં.

૩. ખોરાકને રક્તરૂપે પરિણમાવનાર જઠરાગ્નિમાં.

૪. સ્મૃતિને સાંકળનાર તત્ત્વમાં.

વિજ્ઞાનના સર્વ અદ્‌ભૂતોમાં આ ચાર તત્ત્વો જેવું કશુંજ અદ્‌ભૂત નથી. નિપૂણ વૈજ્ઞાનિકો કે મર્ત્ય વસ્તુના ઉદ્‌ભાવકોમાંથી કોઇ પણ આ ચારમાંથી એકે વસ્તુ બનાવી શકે નહીં. અગર તો તે કઈ રીતે બને છે, અને તે શું છે તેનો ઉત્તર આપી શકે નહી. માત્ર શ્રદ્ધા અને ભક્તિથી તે ઇશ્વરનો સ્વીકાર કરી શકે.

તે પરમ, અચળ, અવિનાશી, પૂર્ણ પ્રકાશ, જેમાંથી આ સૃષ્ટિઓ ઉદ્‌ભવે છે તેનો વિચાર કરી જુઓ. કાળના પરિપાકે એ સૃષ્ટિઓ પોતાનાં મૂળ કારણમાં લય પામે છે અને વિનાશ પામે છે. શબ્દો પરિમિત હોવાથી તે અપરિમિત તત્ત્વનું વર્ણન કરી શકે નહીં. બહુ તો તે સત્યનો નિર્દેશ કરી શકે ખરો માર્ગ પોતાના પ્રયત્નથી આત્મ–સાક્ષાત્કારનો છે. શબ્દો અમુક હદ સુધી જ પહોંચે છે. પરંતુ મનુષ્ય જ્યારે દિવ્ય તત્ત્વમાં વિલીન થાય છે, ત્યારે તે વાણીથી પર હોય છે, કારણકે તે સત્યમાં સમાઈ જાય છે; જેવી રીતે નદી સમુદ્રમાં ભળી જવાની હદ સુધી જ નદીરૂપે છે, અને તે પછી નદીરૂપ મટી સમુદ્રરૂપ બને છે ( જે મનુષ્ય ઇશ્વરમાં પોતાનો વિલય કરે છે તે પોતાને પ્રાપ્ત કરે છે.) આત્મસાક્ષાત્કારનો ફક્ત આ એક જ માર્ગ છે, અને તે એ જ કે એ દિવ્ય તત્ત્વમાં પોતાનો વિલય કરવો.

## અધ્યાય ૧૬મો

§

દિવ્ય ગુણોના અનુશીલનથી આત્મ-સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે. ઘણા કાળના મિથ્યા વિચારોના સેવનથી, ભ્રાન્ત અને અભિમાની બનેલો મનુષ્ય, જ્યારે તેનામાં રહેલા દિવ્ય ગુણોનો સ્પર્શ પામે છે ત્યારે જાગૃત થાય છે. તે દિવ્ય ગુણો આ પ્રમાણે છેઃ

૧. સત્યનો નિર્ભયપણે સ્વીકાર.
૨. હેતુની વિશુદ્ધિ.
૩. જ્ઞાનની શોધમાં દૃઢતા.
૪. શાસ્ત્રાભ્યાસ.
૫. તપસ્યા.
૬. નિત્યનો સરળ વ્યવહાર.
૭. અહિંસા.
૮. પૂર્ણ સત્ય.
૯. ક્રોધ ઉપરનો સંયમ.
૧૦. કર્મના ફળનો ત્યાગ.
૧૧. મનની શાંતિ.

૧૨. નિંદાનો ત્યાગ.
૧૩. દયા.
૧૪. નિર્લોભતા.
૧૫. નમ્રતા.
૧૬. વિનય.
૧૭. શરીર અને મનની દૃઢતા.
૧૮. ઉત્સાહ.
૧૯. ક્ષમા.
૨૦. ધૈર્ય
૨૧. શરીર અને મનની વિશુદ્ધિ.
૨૨. કોઈને પણ દુ:ખ દેવાની વૃત્તિનો ત્યાગ.
૨૩. અભિમાનનો ત્યાગ.

ઉત્સાહપૂર્વક આ ગુણોનો અભ્યાસ કરવામાં આવે તો તેનાથી જીવનનો સત્ય માર્ગ પ્રાપ્ત થાય છે, અને તેનાથી વિરોધી ગુણોનું સેવન તેને અંધકારમાં દોરી જાય છે.

વિષયોમાં પ્રીતિવાન મનુષ્ય જેને પોતાના તુચ્છ સ્વાર્થનો જ ઉદ્દેશ નિરંતર દ્રષ્ટિમાં હોય છે, જે જડ વસ્તુઓની પ્રાપ્તિના ભ્રાન્તિજનક સુખમાં વ્યગ્ર રહે છે, જેની ઈશ્વરભાવના સંકુચિત અને દોષપૂર્ણ હોય છે, જેનામાં અહંતા, ઢોંગ અને ગુમાન ભરેલાં છે, તેમનું જીવન એવી ચિંતાઓથી ભરપૂર હોય છે કે જેનો અંત ફક્ત મૃત્યુ જ લાવી

શકે છે. પોતાના અંગત ઇન્દ્રિયજન્ય સુખોનો જ વિચાર કરનાર જે મનુષ્ય સુખને પોતાના જીવનના આદિ અને અંત તરીકે સર્વસ્વ ગણે છે, પોતામાં અને પરમાં રહેલા ઇશ્વરી તત્ત્વની જે અવગણના કરે છે, અને સાંસારિક પદાર્થોમાં વધુ ને વધુ મોહ-ગ્રસ્ત બનતો જાય છે તે આખરે પૂર્ણ અંધકારના પ્રદેશમાં પડે છે, અને તેનામાં રહેલો દિવ્યતાનો સ્ફુલિંગ આખરે ઓલવાઇ જાય છે.

અંધકાર (નર્ક)ના ત્રણ દરવાજા છેઃ—(૧) કામ. (૨) ક્રોધ. (૩) તૃષ્ણા. જે આ ત્રણને નિવારી શકે છે તેનો ઉદ્ધાર થાય છે. અને એ ત્રણમાં જે ફસાય છે તે ડુબે છે. પરંતુ શંકાશીલ આત્માઓ પણ પોતાના શાસ્ત્રોનો અભ્યાસ કરીને તેમાં વિહિત કરેલી આજ્ઞાઓ અનુસાર પોતાનું જીવન રચે તો વ્હેલોમોડો શ્રદ્ધા અને સત્યનો માર્ગ મેળવી શકે છે.

# અધ્યાય ૧૭ મો

§

તેમ છતાં સહુ કોઇ એક જ ચોકસ માર્ગને નહીં અનુસરવા છતાં પણ પરમાત્મામાં પોતાની શ્રદ્ધા કાયમ રાખી શકે છે, કેમકે શ્રદ્ધા એ મનુષ્યની પ્રકૃતિને અનુસરીને બંધાય છે. ૧૪મા અધ્યાયમાં ત્રણ પ્રકારના મનુષ્યોનું વર્ણન કરેલું છે, અને એ ત્રણ પ્રકારના મનુષ્યોની પ્રકૃતિને અનુસરતી ત્રણ પ્રકારની શ્રદ્ધાઓ હોય છે એટલું જ નહીં, પરંતુ એ ત્રણ પ્રકારના મનુષ્યોની પ્રકૃતિને અનુસરતાં આહાર ભક્તિ, તપ અને દાન પણ હોય છે.

હવે જ્યારે આપણે મનુષ્યો અને તેના ગુણોનું વિવરણ કરીએ છીએ, અને વર્ણનો પ્રશ્ન બાજુએ મૂકીએ છીએ, ત્યારે વિશેષ સ્પષ્ટતાને ખાતર, ત્રણ પ્રકૃતિના મનુષ્યોનું આપણે નીચે પ્રમાણે વર્ગીકરણ કરીશું:

(૧ દૈવી પ્રકૃતિનો મનુષ્ય જેનામાં સાત્વિક ગુણનું પ્રાધાન્ય હોય છે.

(૨) સંસારી પ્રકૃતિનો મનુષ્ય જેનામાં રાજસ ગુણનું પ્રાધાન્ય હોય છે.

(૩)માયા-અદ્ધ અજ્ઞાન મનુષ્ય જેનામાં તામસ ગુણનું પ્રાધાન્ય હોય છે.

આથી આપણે આહાર, શ્રદ્ધા આદિથી મનુષ્ય કઈ કોટિનો છે એ નકી કરી શકીએ છીએ એટલું જ નહીં પણ આપણે પોતે કયા વર્ગમાં છીએ તે પણ નકી કરી શકીએ છીએ.

એ દિવ્ય શિક્ષકે (શ્રીકૃષ્ણે) કોઈ પણ હકીકત આપણી કલ્પના ઉપર ન છોડતાં, બધી હકીકત સ્પષ્ટપણે, સામાન્ય બુદ્ધિનો મનુષ્ય પણ સમજી શકે તેવી રીતે, પુનરૂક્તિદોષ વ્હોરીને પણ પ્રેમ અને ધૈર્યપૂર્વક સમજાવી છે. આથી જ શ્રીકૃષ્ણ પ્રભુ સર્વકાળના શિક્ષક અને વિદ્યાગુરૂ છે. જ્યાં શિષ્ય સાવ જડ હોય છે ત્યાં જ સાચો ગુરૂ તેના ખરા રૂપમાં પ્રકટી નીકળે છે. બીજું કાંઈ નહીં તો આટલા જ કારણથી ભગવદ્ગીતા બીજા બધા શિક્ષણ કરતાં સર્વોપરિ પ્રકાશી નીકળે છે, કારણ કે તે સર્વોચ્ચ બુદ્ધિમાનને પણ સંતોષ આપવા ઉપરાંત અલ્પ બુદ્ધિમાનને પણ સહાયક થાય છે.

સમજવાને સરળ પડે તેટલા ખાતર એ ત્રણ વર્ગ અને તેના આનુષંગિક ગુણોનું વિવરણ નીચે આપીએ છીએ:

**વર્ગ ૧ લો: સર્વોચ્ચ દૈવી ગુણસંપન્ન મનુષ્યો**

૧. તેમની શ્રદ્ધા—વિશુદ્ધ આચરણ પૂર્વક, કોઇને કષ્ટ કે

દુઃખ ન થાય તે પ્રકારે ઈશ્વરના શુદ્ધ સ્વરૂપમાં શ્રદ્ધા.

૨. તેમનો આહાર—જીવન, ઉત્સાહ, શક્તિ, આરોગ્ય, આનંદ અને પ્રસન્નતા ઉપજાવનાર શુદ્ધ આહાર જે સ્વભાવિક રીતે જ રૂચિકર (કુદરતી રૂચિને અનુસરતો, કૃત્રિમ રૂચિને સંતોપનાર નહીં) સ્નિગ્ધ અને પોષક હોય છે.

૩. તેમની ઇશ્વરભક્તિ–કોઈ ખાસ ફળના હેતુવાળી નહીં, પરંતુ શાસ્ત્રોમાં તેનું વિધાન છે તે માટે.

૪. તેમની તપસ્યા—કોઇ ફળની કામનાથી તે તપસ્યા હોતી નથી.

શારીરિક—ઇશ્વર, જ્ઞાનવાન અને ગુરૂ પ્રત્યે બહુમાન, નિર્મળતા, સરળતા, ઇન્દ્રિય-સંયમ, અહિંસા.

વાચિક—કોઇના મર્મ ભેદનાર હોય નહીં તેવી વાણી. સંપૂર્ણ સત્ય વાતનું કથન. તે પણ કોઇને હિતદાયક હોય તો જ, નહિતર મૌન. ઇશ્વરનો નામોચ્ચાર.

માનસિક—મૌન (વિચારનો સંયમ), ચિત્તની પ્રસન્નતા, સાધુ હૃદયતા, આત્મસંયમ અને સર્વની સાથેના સંબંધમાં હેતુની પ્રામાણિકતા.

૫. તેમનાં દાનો—સ્થળ કે કાળ પરત્વે કોઈ પ્રકારના ફળની કામના રહિત સત્પાત્રને દાન.

વર્ગ ૨ જો. સંસારી મનુષ્યો

. તેમની શ્રદ્ધા—તેમની પ્રબળ વિકાર-અવસ્થાને અનુરૂપ ભયાનક પ્રાયશ્ચિત્તમાં શ્રદ્ધા, અથવા પોતાના દુરાચરણોને કાયમ રાખીને, સ્વાર્થી હેતુથી ધારણ કરેલી ઢોંગવાળી બનાવટી શ્રદ્ધા.

૨. તેમનો આહાર—અતિ કટુ, આમ્લ, ક્ષાર, તિક્ત, શુષ્ક આહાર, જે દર્દને ઉપજાવી કષ્ટ અને સંકટ ઉપજાવે છે.

૩. તેમની ભક્તિ—બદલાની આશાથી અથવા દેખાવને ખાતર.

૪. તેમની તપસ્યા—કાંઇક તપસ્યા કરે તો કોઇ સ્વાર્થી હેતુ પ્રાપ્ત કરવાની આશાથી.

૫. તેમનાં દાનો—દેખાવની ખાતર કાંઈક બદલાની આશાથી અગર વગર છુટ્કે.

## વર્ગ ૩ જો : અજ્ઞાન મનુષ્યો

(એટલે વિકાસક્રમની સૌથી નીચેની અવસ્થાના મનુષ્યો)

૧. તેમની શ્રદ્ધા—ઢોંગી, વ્હેમી, વિકારયુક્ત.

૨. તેમનો આહાર—અશુદ્ધ, ટાઢો (ત્રણ કલાક પહેલાં રંધાયેલો) સ્વાદહીન, એઠો.

૩. તેમની ભક્તિ—શ્રદ્ધાહીન.

૪. તેમની તપસ્યા—કદાચ કરે તો બીજાને નુકશાન કરવાના હેતુથી, શક્તિ મેળવવા માટે કરે.

૫. તેમનાં દાન—અયોગ્ય કાળે અને સ્થળે, અપાત્રને અપમાન સહિત આપે.

મનુષ્યની શક્તિ મર્યાદિત છે. તેણે પોતાની જાતે ઉપજાવેલી વિભૂતિઓ મિથ્યા હોય છે. ઇશ્વરની સહાયની પ્રાર્થના એ જ અપૂર્ણ મનુષ્યને પૂર્ણ બનાવે છે.

## અધ્યાય ૧૮ મો

§

ત્યાગ, જે સંસારમાં માનવ-જીવનની છેલ્લી ભૂમિકા છે તે બે પ્રકારનો છે :

૧. જેમાં સ્વાર્થ રહેલો છે એવાં કર્મોનો ત્યાગ.

૨. કર્મોના ફળનો ત્યાગ.

આ સંબંધી તત્ત્વદર્શની બે શાખાઓ ઉત્પન્ન થએલી છે. એક શાખા એવી છે કે જે કર્મને અનિષ્ટનું મૂળ સમજીને કર્મનો ત્યાગ કરવાનું ઉપદેશે છે. બીજી શાખા ત્યાગ દાન અને તપસ્યાથી યુક્ત કર્મો કરવાનું ઉપદેશે છે.

કર્મના સંબંધમાં શ્રીકૃષ્ણ પ્રભુએ પ્રબોધેલું અદ્ભુત શિક્ષણ જેમણે યથાર્થ રીતે વાંચ્યું છે તેમને એ સંબંધમાં લેશ પણ શંકા નહીં રહેલી હોય કે બીજા પ્રકારનો કર્મ-ફળ ત્યાગ એ જ ખરો અને વાસ્તવિક ત્યાગ છે.

મનુષ્ય જેમ પાપની લોખંડી બેડીથી જકડાયેલો છે. તેવીજ રીતે પુણ્યની સુવર્ણ સાંકળથી પણ બંધાયેલો છે. વિશેષમાં, પ્રભુએ જેમ અધ્યાય ૩-શ્લોક ૫ વગેરેમાં

દર્શાવ્યું છે તેમ, એવું અભિમાન તો કોઇ પણ મનુષ્ય ન લઇ શકે કે "મેં કર્મનો ત્યાગ કર્યો છે કેમકે મારૂં શરીર શરીર પ્રવૃત્તિથી રહિત છે."

બીજું, કેટલાક ફરજીઆત ધર્મો બજાવવાના હોય છે કે જે પૌર્વાત્ય સંસ્કૃતિમાં "અવશેષ કર્મોને ભોગવી લેવાં" રૂપે ગણવામાં આવે છે. આ કર્મો ફળની કાંઇ પણ અભિ-લાષા વિના નિઃસ્વાર્થ ભાવે બજાવવાનાં છે. પરંતુ એ ધર્મોના બજાવનારને તેમાંથી અમુક શુભ પરિણામો ઉત્પન્ન થાય જ છે. કેમકે તે બજાવેલો ધર્મ પોતે કેટલાંક જૂનાં બંધનોને કાપી નાખે છે; અને કર્મની વાસનાનો ત્યાગ, નવાં બંધનો થતાં અટકાવે છે.

અમુક કર્તવ્ય અપ્રિય કે દુઃખદ છે તેટલા જ કારણથી તેનો કદી ત્યાગ કરવો ઘટતો નથી. આ સ્થળેથી આપણને પ્રભુની સ્પષ્ટ આજ્ઞા છે કે ઈશ્વરની ઇચ્છાએ આપણા ઉપર જે કર્તવ્ય કર્મોની ફરજ નાખી છે તે ન બજાવવામાં કશો જ ત્યાગ કર્યો ગણાતો નથી. પરંતુ તેનાં આસક્તિ અને ફળ વગેરેની કામનાના ત્યાગમાં ખરો ત્યાગ રહેલો છે.

દિવ્ય ગુણસંપન્ન ઈશ્વરી મનુષ્યનો ત્યાગ, આચાર અને વાણીથી આગળ વધીને એવી ભૂમિકાએ પહોંચેલો હોય છે કે તે પોતાનાં કર્તવ્ય કર્મમાં સારૂં કે નરસું કશુંજ જોતો નથી

પરંતુ માત્ર ઈશ્વરની ઇચ્છા તરફ જ દૃષ્ટિ રાખે છે. પ્રભુ પુનઃ પુનઃ જણાવે છે કે કર્મનો ત્યાગ એ મનુષ્ય માટે શક્ય નથી, અને એવા ત્યાગથી બંધનોનું છેદન થતું નથી.

મનુષ્યના પ્રત્યેક કાર્યની ઉત્પત્તિમાં પાંચ કારણો રહેલાં છે: (૧) શરીર કે જે વાસના, દ્વેષ, સુખેચ્છા, દુઃખજ્ઞાન આદિના આવિર્ભાવ માટે આધારભૂત છે. (૨) કર્તા કે જે પ્રથમ કારણ સાથે એકીભૂત થાય છે. (૩) ઇન્દ્રિયો. (૪) શ્વાસ, પ્રશ્વાસ આદિ ચેષ્ટા જે દ્વારા ઇન્દ્રિયો કામ કરે છે. (૫) ઇશ્વરી સ્ફુલિંગ, કે જે ઉપરનાં સર્વ કારણો સાથે મળીને આવશ્યક શક્તિને ગતિમાન કરે છે. છતાં તેના મૂળ સ્વરૂપે એ દિવ્ય સ્ફુલિંગ કર્તા નથી કારણ કે તે અનાસક્ત છે. આ અનાસક્તિ એ જ મહાન ગુપ્ત રહસ્ય છે કે જેના વડે મનુષ્ય જડતાનાં બંધનોમાંથી મુક્ત થઇ શકે.

કોઇપણ કાર્ય માટે જ્ઞાતા, જ્ઞેય અને કાર્યના જ્ઞાનની જરૂર છે. જડની પ્રકૃતિને અનુસરીને જ્ઞાન, કર્મ અને કર્તા ત્રણ પ્રકારનાં છે. જે જ્ઞાન વડે મનુષ્ય સર્વ પ્રાણીમાં એક અવિનાશી સત્યને નિહાળે છે, અને જુદાપણાનું ભાન નિવૃત્ત થાય છે તે સાત્વિક જ્ઞાન છે. જે જ્ઞાનથી મનુષ્ય ભેદભાવ અને ભિન્નતાનું દર્શન કરે છે તે રાજસિક જ્ઞાન છે; અને જે જ્ઞાનથી મનુષ્ય એક જ સંકીર્ણ ભાવને મૂઢપણે વળગી રહે છે તે તામસિક ભાવ છે.

જે કર્મ ઇશ્વરની ઇચ્છાથી પ્રેરાએલું સમજી કરવામાં આવે, જેમાં સ્વાર્થ, મોહ, દ્વેષ, ફળની કામના હોતી નથી તે સાત્વિક કર્મ છે. સ્વાર્થી સુખને ખાતર, મન ઉપર ઘણી તકલીફ અને બોજાથી કરવામાં આવતાં કર્મો રાજસિક છે. જે કર્મ આવેગમાં, પરિણામનો વિચાર કર્યા વગર કરવામાં આવે, જે અન્યને હાનિકર્તા હોય, જે ભ્રાન્તિ અને નુકસાન કરનાર હોય, અને સ્વશક્તિ ઉપરાંત હોવાનું જાણવા છતાં કરવામાં આવે તે કર્મ તામસિક છે.

સાત્વિક કર્તા એ છે કે જે સ્વાર્થરહિત છે. અને વિજય કે પરાજય તરફ દ્રષ્ટિ રાખ્યા વિના દ્રઢતા અને ઉત્સાહથી કર્મ કરે છે. રાજસિક કર્મકર્તા એ છે કે જે પોતાના કર્મના ફળની વાસના રાખે છે અર્થાત મનમાં ફળની અભિલાષા વગરનું એકે કર્મ કરતો નથી અને જે ચિંતાતુર લોભી અને અશુદ્ધ છે. તામસિક કાર્યકર્તા એ છે કે જે અધીર અસભ્ય, દુરાગ્રહી, પ્રવંચક, દુષ્ટ, કાવતરાખોર, પ્રમાદી, દુઃખવાદી અને દીર્ઘસૂત્રી હોય છે.

બુદ્ધિ અને ધૈર્ય પણ ત્રણ પ્રકારનાં હોય છે.

સાત્વિક બુદ્ધિ, પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં સ્વરૂપો યથાર્થ સમજે છે. શું કર્તવ્ય અને શું અકર્તવ્ય છે તે તે જાણે છે. ભય અને નિર્ભયતાનું કારણ સમજે છે અને બંધન અને મુક્તિનું રહસ્ય તેને અવગત હોય છે.

રાજસિક બુદ્ધિ ધર્મ અને અધર્મનો સત્ય વિવેક કરી શકતી નથી. તેથી શું કર્તવ્ય છે અને શું અકર્તવ્ય છે તેની યથાર્થ ભાવના તેને હોતી નથી.

તામસિક બુદ્ધિ વસ્તુસ્વરૂપ તદ્દન ઉલટી રીતે સમજે છે, ઈષ્ટને અનિષ્ટ અને અનિષ્ટને ઈષ્ટ ગણે છે.

સાત્વિક દૃઢતા અથવા ધૈર્ય એ મન, પ્રાણ અને ઇન્દ્રિયોનો સંયમ અને ઇશ્વર સ્વરૂપ ઉપર એકાગ્રતા છે.

રાજસિક દૃઢતા માત્ર શાસ્ત્રોના શબ્દોને તથા આમોદ-પ્રમોદ પૈસો અને તેનાં ફળોને વળગી રહે છે.

તામસિક દૃઢતા એ અજ્ઞાનની ઘોર નિદ્રા છે; શોક. ભય, વિષાદ અને કામભોગને તે દૃઢપણે વળગેલો હોય છે.

સુખ ત્રણ પ્રકારનાં છે. દિવ્ય પ્રકૃતિસંપન્ન મનુષ્યો એ સુખ ન ભોગવવાં એમ કાંઇ નથી. ખરેખર વેદાંત, પરમ સુંદર આનંદવાદનો પ્રબોધ કરે છે, પરંતુ એ સુખ અને આનંદ ઉચ્ચ પ્રકારનાં હોવાં ઘટે.

સખત મહેનત અને તપસ્યાથી પ્રાપ્ત થતો આનંદ જે પરિણામે સ્થાયી અને સુખદાયક છે તે સાત્વિક આનંદ છે. જે આનંદનો આધાર ઇન્દ્રિયોના ઉપયોગ ઉપર છે અને તાત્કાલિક સુખરૂપ ભાસવા છતાં જે પરિણામે દુઃખદાયક નીવડે છે તે રાજસિક આનંદ છે. અજ્ઞાની મનુષ્ય અતિ

નિંદ્રા, આલસ્ય અને બેદરકારી દ્વારા જે આનંદ મેળવે છે તે તામસિક આનંદ છે.

દેવ અગર મનુષ્ય સર્વ પ્રકારનાં સૃષ્ટ પ્રાણીઓ પ્રકૃતિના એ ત્રણ ગુણોના પ્રભાવ નીચે છે.

માનવસમાજના કુદરતી રીતે ચાર વર્ગ પડે છે, અને અમુક ગુણોના પ્રાધાન્યના કારણે, મનુષ્ય કયા વર્ગમાં છે તેનો નિર્ણય થાય છે.

પ્રથમ વર્ગ —ગુરૂઓ અને શિક્ષકોનો વર્ગ. તેમના ગુણો:—પ્રસન્નતા, આત્મસંયમ, તપ. વિશુદ્ધિ, ક્ષમા, પ્રામાણિકતા, બુદ્ધિ, જ્ઞાન, શ્રદ્ધા.

બીજો વર્ગ —લડાયક ક્ષત્રિય વર્ગ તેમના ગુણો:— વીરત્વ, સાહસ, ધૈર્ય, ચપળતા, દુશ્મનો સામે નિડરતા, ઔદાર્ય, પ્રભુત્વ.

ત્રીજો વર્ગ —ખેડુત અને વૈશ્ય વર્ગ. તેમના ગુણો:— ખેતી, પશુપાલન, વ્યાપાર.

ચોથો વર્ગ —અનુચર વર્ગ. તેમના ગુણો:—સેવા.

એ દરેક વર્ગ પોતાના ગુણથી નિયત થએલાં કર્મ કરતો કરતો ઇશ્વરી યોજના અનુસાર પોતાનો આત્મવિકાસ સાધે

છે. પોતાના ગુણને અનુસરતાં કર્મો, દેખાવમાં કદાચ હલકાં અને નિરર્થક લાગે તો પણ તે, બીજાનાં આકર્ષક અને ઉચ્ચ ભાસતાં કર્મો કરતાં અધિક શ્રેયસ્કર છે.

વિષમાં ઉત્પન્ન થયેલા કીડાને વિષ કાંઈ અડચણ કરી શકતુ નથી. તેજ પ્રમાણે, અદષ્ટથી નિર્ણિત થયેલું ગમે તેવું અધમ ભાસતું કર્મ તે તે મનુષ્યોને અડચણ કરતું નથી.

જેમ અગ્નિ ધુમાડાથી ઘેરાયેલો રહે છે, તે જ પ્રમાણે દરેક કર્મ કોઇને કોઇ પ્રકારના અનિષ્ટથી ન્યૂનાધિક પ્રમાણમાં કલંકિત હોય છે. પરંતુ તે કામોમાંથી જો પોતાના સ્વાર્થ-સુખને કાઢી નાખવામાં આવે તો તે કર્મોમાંથી બંધન કરવાની શક્તિ નીકળી જાય છે. અને તેવાં બંધનહીન કર્મો પરિણામે ઈશ્વર પ્રાપ્તિ કરાવે છે. ચિત્ત અને ઈન્દ્રિયોના વિકારોથી શુદ્ધ થએલી બુદ્ધિ ઇશ્વરનું દર્શન કરાવી શકે છે.

જે મનુષ્ય સંસારની અનંત ગડમથલોથી મુક્ત થઇ તેનો ત્યાગ કરે છે, જે રાગ અને દ્વેષને આધીન નથી, એકાંતનું સેવન કરે છે, અલ્પ આહાર કરે છે, જેને મન શરીર અને ઇન્દ્રિયો કાબુમાં છે, જે પરમાત્માનું નિરંતર ધ્યાન કરે છે, જેનાં કાર્યો વિકારની છાંટ વિનાનાં હોય છે, જેણે અહંતા, દર્પ, અભિમાન, વાસના, વૈર, પદાર્થો પ્રત્યેનો મોહ ત્યજેલાં છે, જે પોતાની પાસે જે કાંઇ છે તે સર્વ ઈશ્વરનું માને છે, તે મનુષ્ય પ્રભુપદને પામેલો છે.

કર્મ માત્ર જો મનોમય રીતે પ્રભુના ચરણમાં સમર્પવામાં આવે અને હૃદય પ્રભુના ઉપર સ્થિર કરવામાં આવે તો કર્મ બંધનહીનપણે થઈ શકે છે. ખરેખર કર્મનો ત્યાગ નિષ્ફળ છે. કેમકે મનુષ્યનું બંધારણ જ એવા પ્રકારનું છે કે તેની પ્રકૃતિ જ તેની અનિચ્છા છતાં પણ કર્મો તરફ દોરી જાય છે. શ્રીકૃષ્ણ પ્રભુના શિક્ષણને અનુસરનારાઓને એ સત્યમાં લેશ પણ શંકા હોતી નથી કે કર્મના ફળનો ત્યાગ એ જ મનુષ્ય માટે સંભાવિત ત્યાગ હોઈ શકે; માનવજાતિ માટે એ જ મુક્તિનો માર્ગ છે.

સંસારના ભીષણ ચક્રની મધ્યમાં, અક્ષુબ્ધપણે, પ્રાણી માત્રના અંતરપ્રદેશમાં પ્રભુ વિરાજી રહેલ છે. એ જ માત્ર શરણ છે. એ મુક્તિ–વિજ્ઞાન જે વિજ્ઞાન સર્વ ગુહ્યનું ગુહ્યતમ રહસ્ય છે, તેનો દાતા મહાપુરૂષ સંસારના મોહગ્રસ્ત પીડાતા આત્માઓને પોતાનો પવિત્ર, અમર સંદેશ આપે છે કેઃ પરમાત્માનું ચિંતન, સ્વાર્પણ, ભક્તિ, અને શ્રદ્ધા માનવ–આત્માને પરમાત્મા સાથે એકતા કરાવે છે.

એ મુક્તિદાતા, શાંતિદાતા, પરમ હિતકર પ્રભુના ચરણે પ્રણતિપરંપરાપૂર્વક

॥ ॐ तत्सत् ॥

# ઉપસંહાર.

યુગ યુગાંતરથી ગુરૂશિષ્ય પરંપરાએ ચાલ્યું આવતુ શ્રીકૃષ્ણ પરમાત્માનું અદ્ભુત શિક્ષણ આ રીતે પૂર્ણ થાય છે. પ્રભુના ભક્તોને પ્રેમપૂર્વક આ શિક્ષણ આપનાર પ્રભુના ચરણમાં જાય છે.

આથી અધિક ઉત્તમ સેવા કોઇ મનુષ્ય કરી શકે નહીં.

એનો અભ્યાસ કરવામાં પ્રભુની જ્ઞાનપૂર્વક ભક્તિ આવી જાય છે.

શ્રદ્ધા અને નિષ્કપટ ભાવે તેનું શ્રવણ કરનાર ઉત્તમ સ્વર્ગીય સુખો ભોગવીને છેવટે ઇશ્વરસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

તથાસ્તુ.

શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રેરણા અને શક્તિથી આરંભ અને પૂર્ણતા પામેલી આ લઘુ કૃતિ તે પ્રભુના જ ચરણમાં ધરૂં છું.

શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રાણી માત્રના સર્વોત્કૃષ્ટ મિત્ર, રાજ-રાજેશ્વર, પ્રેમીઓના મુકુટમણિ છે એટલું જ નહીં પણ માનવ જાતિના દિવ્ય ગુરૂઓના પરમ ગુરૂ છે.

ॐ तत्सत्